# ગુજરાતના કવિઓ

અને

# તેમની કવિતા.

[મુંબાઈની હીંદુ યુનીઅન કલબ તરફથી અપાયલું વ્યાખ્યાન.]

કર્તા

મનમુખરામ કૃષ્ણમુખરામ મહેતા.

બી. એ. એલ એલ. બી.; હાઇકોર્ટ વકીલ.

વિ. સં. ૧૯૬૩. અમદાવાદ. ઈ. સ. ૧૯૦૭.



મૂલ્ય ૦—૪—૦

ધી યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ, કંપની

# પ્રસ્તાવના.

'ગુજરાતના કવિઓ અને તેમની કવિતા' એ વિષયપર આ વ્યાખ્યાન સન ૧૯૦૨ ના ડીસેંબર મહીનામાં હીંદુ યુનીઅન કલબ તરફથી હેમંતોત્સવ વ્યાખ્યાન માળામાં મુંબાઇમાં આપવામાં આવ્યું હતું. ગુજરાતના કવિઓની કવિતા કેવા પ્રકારની છે તથા ક્યા ક્યા કવિઓ થઈ ગયા છે તથા હયાત છે તેનું દિગ્દર્શન કરાવવા યત્ન કર્યો છે. દરેક કવિની જીંદગીનું વૃત્તાંત તથા કવિતા વિષે સંપૂર્ણ વિવેચન કરીએ તો એક મોટું પુસ્તક થાય; તેથી આ વ્યાખ્યાનમાં દરેક કવિ બાબત ટુંકાણમાં વિવેચન કર્યું છે. કેટલે અંશે આ પ્રયત્ન સફળ થયો છે તે નિર્ણય કરવાનું વાંચકને સોંપું છું. કેટલી ટીકા કોઇને માન્ય નહિં થાય તો ક્ષમા પૂર્વક મારો બચાવ એ છે કે **भिन्नरुचिर्हि लोकः**–

આ વ્યાખ્યાન છપાવી બહાર પાડવામાં તથા પ્રુફ તપાસવામાં મારા મિત્ર રા. રા. બળદેવજી લાલજીભાઈ ધ્રુ તથા રા. રા. શંકરરાય અમૃતરાયે જે મદદ કીધી છે તે માટે આ સ્થળે તેમનો આભાર માનું છે.

ડોંગ્રેનું ઘર. ગીરગામ.
તા. ૧૯ નવેંબર. ૧૯૦૫.

મનસુખરામ કૃષ્ણસુખરામ મહેતા.
હાઇકોર્ટ વકીલ.

# "ગુજરાતના કવિઓ અને તેમની કવિતા."



**વ્યાખ્યાનનો ઉદ્દેશ.** આજના વ્યાખ્યાનનો વિષય "ગુજરાતના કવિઓ તથા તેમની કવિતા છે." એ વિષય પસંદ કરવાનો મુખ્ય હેતુ એ છે કે ગુજરાતીમાં કેવા પ્રકારની કવિતા છે તે યથાશક્તિ બતલાવી આપવું. આસરે દસ વર્ષ પર રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીએ વીલસન કોલેજ લીટરરી સોસાઇટી રૂબરૂ "The classical poets of Gujarat and their influence on Society and morals" એ વિષય પર એક જાહેર વ્યાખ્યાન વાંચ્યું હતું. કેટલેક અંશે એ વ્યાખ્યાનની પદ્ધતિ પર આ વ્યાખ્યાન છે. વિશેષમાં હું જુદા જુદા વખતના ઉત્તમ કવિઓના ગ્રંથોનાં નામ તથા કવિતાના નમુના ટાંકીને બતલાવી આપવા માંગું છું કે ગુજરાતીમાં ઉત્તમ પ્રકારની કવિતા લખાયલી છે. બધા મળી ગુજરાતમાં કેટલા કવિ થઇ ગયા તથા તેમની કવિતા એકંદર કહી ઢબની તથા કયા વિષય સંબંધી છે તેનું અવલોકન કરવું એ પણ મારો ઉદ્દેશ છે. જેને ગુજરાતી સાહિત્ય વાંચવાનો શોખ હોય તેણે નીચે જણાવેલા ગ્રંથો તથા તેમાંની શ્રેષ્ઠ કવિતા વાંચવી એટલે ખાતરી થશે કે ગુજરાતીમાં ઘણા ઊંચ્ચા પ્રકારની પણ કંઇ નવીન પદ્ધતિની કવિતા છે. આપણા દક્ષણી ભાઇઓના મનમાં એમ હોય કે મરાઠીમાં જેવી કવિતા છે તેવી ગુજરાતીમાં હશે નહિં તો તે વિચાર ભુલ ભરેલો છે. વખતે મરાઠી કવિઓ સંસ્કૃત વધારે ભણેલા હશે પણ ગુજરાતના કવિઓની કવિતા તેમની કવિતા કરતાં ઉતરતી નથી.

**કવિ કોને કેવો?** પ્રસ્તુત વિષયપર વિવેચન કરતાં પહેલાં કવિ કોને કહેવો તથા ઉત્તમ કવિતા કોને કહેવી એ વીશે ટુંકામાં ખુલાસો કરીએ તો અપ્રાસંગિક નહિં ગણાય. કોઇના મનમાં આવશે કે એ વીશે અહીંઆં વિવેચન કરવાની જરૂર નથી. પણ જરૂર એટલા માટે છે કે ખરી ઉત્તમ પ્રકારની કવિતા કોને કહેવી

તે જાણ્યાથી ગુજરાતી કવિતા કેવા પ્રકારની છે તેની તુલના થઈ શકે. કોઇ પણ માણસ પ્રાસ મેળવીને શબ્દની રચના કરે તે કવિ નહિં પણ અંગ્રેજીમાં Versifier કહે છે તે સમજવો. ગમે તેવો માણસ, ધારે તો, પ્રયત્ન કરીને પિંગળના નિયમ પ્રમાણે માત્રા તથા શબ્દની ગણત્રી કરીને શબ્દરચના કરી શકે, પણ તે અધમ પ્રકારની કવિતા જાણવી. ઉંચ્ચા પ્રકારની કવિતા ખરા કવિ વિના બીજાથી થઇ શકતી નથી. ખરો કવિ ભાગ્યેજ પ્રસંગને માટે કવિતા કરે છે. મનમાં તરંગો આવ્યાં કરતાં હોય તે વિચારો બહાર શબ્દ રૂપે નિકળે નહિં ત્યાં લગણ કવિને જંપ વળે નહિં; એવા કવિના મ્હોંડામાંથી જે શબ્દો બહાર નીકળે તે ખરેખરી કવિતા જાણવી.

દરેક માણસમાં તર્કશક્તિ, તુલના તથા સંશોધન શક્તિ હોય છે. કવિમાં એ શક્તિ વિશેષ હોય છે. જે કવિમાં એ શક્તિ અસાધારણ હોય છે તે ઉત્તમ કવિ થાય છે. કવિમાં કંઈ નૈસર્ગિક પ્રસાદી હોય છે. નૈસર્ગિક દેખાવો જેવા કે—સૂર્યોદય, સૂર્યાસ્ત, રાત્રિ, વરસાદ વગેરેથી સાધારણ માણસના મન પર કંઇ અસર થતી નથી. કવિના મન પર એ બધા પ્રસંગો જુદીજ અસર કરે છે.

કોઈ પણ માણસ ઘણું ભણેલો નહિં હોય, સંસ્કૃત અથવા બીજી શ્રેષ્ઠ ભાષાનો અભ્યાસ કર્યો નહિં હોય તોપણ તે કવિ હોઇ શકે છે. એક રીતે એમ કહીએ તો ચાલે કે કવિત્વાંશ નૈસર્ગિક હોય છે. અંગ્રેજીમાં કહે છે કે 'A poet is born,' લેટીનમાં કહેવત છે કે naxitur Poeta. એ કહેવત સાર્વલૌકિક નથી, કેમકે આપણે જાણીએ છીએ કે ઘણા માણસો, ન્હાનપણમાં મોટા કવિના કંઇ પણ ચિન્હ બતલાવ્યા વિના મ્હોટપણે વિદ્યાભ્યાસથી મહાન્ કવિની પંક્તિમાં ગણાઇ ગયા છે. પણ એમની કવિતા ઉંચ્ચા પ્રકારની કહી શકાય નહિં.

વર્ડ્ઝવર્થ કવિ કહે છે;—

"The poet is a man speaking to men, a man, it is true, endowed with more lively sensibility, more enthusiasm and tenderness, who has a greater knowledge of human nature and a more comprehensive soul than are supposed to be common among

mankind; a man pleased with his own passions and volitions and who rejoices more than other men in the spirit of life that is in him; who has acquired a greater readiness and power in expressing what he thinks and feels, and especially those thoughts and feelings, which, by his own choice or from the structure of his own mind, arise in him without immediate external excitement."

રસકીન કહે છે;—" He is the best poet who can by the fewest words touch the greatest number of secret chords of thoughts in his reader's own mind and set them to work in their own way."

મીલ કહે છે;—" There is a mental and physical constitution or temperament peculiarly fitted for poetry. This temperament will not of itself make a poet, no more than the soil will the fruit; and as good fruit may be raised by culture from indifferent soils, so may good poetry from naturally unpoetic minds. But the poetry of one who is a poet by nature will be clearly and broadly distinguished from the poetry of mere culture. The poet of culture sees his object in prose and describes it in poetry; the poet of nature actually sees it in poetry. This constitution belongs to all in whom poetry is a pervading principle. In all others poetry is something extraneous and superinduced; something out of themselves, foreign to the habitual course of their everyday lives and characters; a world to which they may make occasional visits, but where they are sojourners, not dwellers."

નર્મદાશંકરે કવિ કોને કહેવો એ વીશે નર્મગદ્યમાં લંબાણ વિવેચન કર્યું છે. નર્મદાશંકર કહે છે કે કવિતા જેને વશ તે કવિ નથી, કવિતાને વશ છે તે કવિ હોય ખરો. સામળ કહે છે " કહ્યું કહે તે શાનો કવિ ?"

હવે ઉત્તમ કવિતા કોને કહેવી એનો વિચાર કરીએ. કવિતાની સર્વ-

**ઉત્તમ કવિતા કોને કહેવી ?**

માન્ય વ્યાખ્યા શોધી કહાડવી એ મુશકેલ છે, કારણ કે ગમે તેવી ઉત્તમ વ્યાખ્યા તમે આપશો તોપણ તે પરિપૂર્ણ નથી, તથા અંદર કંઈ દોષ છે એમ ટીકાકાર નહિં કહે એમ નહિ બને. કાવ્ય કોને કહેવું એ વીશે સંસ્કૃત સાહિત્યમાં અલંકાર શાસ્ત્રી વચ્ચે ઘણો મતફેર છે તે સંસ્કૃત જાણનારને ખબર છે. કાવ્યપ્રકાશમાં આપેલી વ્યાખ્યા **तददोषौ शब्दार्थौ सगुणौ अनलंकृतौ पुनः क्वापि** તથા **रसात्मकं वाक्यं काव्यम्** તથા બીજી વ્યાખ્યાઓપર જગન્નાથ પંડીતની તથા સાહિત્યદર્પણકારની ટીકા સંસ્કૃત જાણનારને જાણીતી છે, એટલે તે વીશે અહીંઆ વિસ્તાર કરવાની અવશ્યકતા નથી. અંગ્રેજી તથા બીજી ભાષાઓમાં કાવ્યની વ્યાખ્યા માટે જુદા જુદા મતો છે.

કવિતાની ટુંકામાં ટુંકી તથા ખરો અર્થ બતાવનારી વ્યાખ્યા સ્વર્ગવાસી નવલરામની છે તે નીચે પ્રમાણેઃ—"કુદરત અથવા માયાના સ્વરૂપનું ખરેખરૂં પૂર્ણ ચિત્ર તે ઉત્તમ કવિતા. શબ્દની ધ્વનિ એ કવિતા નથી પણ રાગ છે. કવિતા તો અર્થમાં રહેલી છે. જે અર્થ આપણા મનમાં ચિત્ર પાડી નાના પ્રકારની લાગણીઓ ઉપર અસર કરે તે કવિતા." અંગ્રેજી સાહિત્યમાં પણ સારી કવિતાની વ્યાખ્યા ઉપર પ્રમાણે જ છે તે નીચે આપેલી વ્યાખ્યાઓ પરથી જણાશેઃ—

( ૧ ) વર્ડઝવર્થ કવિ કહે છે "Poetry is the spontaneous overflow of powerful feelings." ( કવિતા એટલે પ્રબળ લાગણીઓનો ઐચ્છિક ઉભરો. )

( ૨ ) Poetry is impassioned truth. ( કવિતા એટલે જોસ્સાભરેલું સત્ય. )

( ૩ ) Poetry is men's thoughts tinged by his feelings ( કવિતા એટલે પોતાની લાગણીઓથી રંજીત મનુષ્યોના તર્કો. )

( ૪ ) Poetry is the spontaneous emanation of a musical and beautiful soul.

શેલી કવી પોતાના એક નિબંધમાં કહે છે;—" Poetry is the record of the best and happiest moments of the happiest and best minds. It is, as it were, the interpenetration of a diviner nature through our own. These and corresponding conditions of being are experienced principally by those of the most delicate sensibility and the most enlarged imagination, and the state of mind produced by them is at war with every base desire. The enthusiasm of virtue, love, patriotism and friendship is essentially linked with such emotions, and whilst they last, self appears, as it is, an atom to a universe."

ઉત્તમ કવિતા કોને કહેવી તથા શી રીતે પારખવી એ વીશે Colridge કવિનાં વાક્યો ધ્યાનમાં લેવા જેવાં છે. એ કહે છે:—

" As the result of all my reading and meditation, I abstracted two critical aphorisms, deeming them to comprise the conditions and criticism of poetic style; ( First ) that not the poem which we have read, but that to which we return with the greatest pleasure, possesses the genuine power, and claims the name of essential poetry; ( Secondly ) that whatever lines can be translated into other words of the same language without diminution of their significance, either in sense or in association, or in any worthy feeling, are so far vicious in their diction."

કવિતા રાગમાં શા માટે જોઇએ તે વીશે રસ્કીન કહે છે " Where it is thus desired, as in almost all good poetry it is, that the reader should work out much for himself, it becomes necessary to keep his mind in a peculiar temper, adapted for the exercise of his imagination: To do this, rhyme and rhythm are introduced, as melody, to assist the fancy, and bring the whole mind into an elevated and soothed spirituality."

ઉપલી વ્યાખ્યાઓ પ્રમાણે તો સાધારણ રીતે ગુજરાતના મધ્યમ પંક્તિના કવિઓનાં ઘણાં કાવ્યો ખરી કવિતા નહિં પણ ચાતુર્ય ભરેલી

શબ્દરચના છે એમ કબુલ કરવું પડશે. કવિતા સંબંધી આપણા લોકના દેશી વિચાર પ્રમાણે તો એ પણ કવિતા છે. પણ ગુજરાતના શ્રેષ્ઠ કવિઓની કવિતા ઉંચ્ચા પ્રકારની છે તથા ઉપલી વ્યાખ્યાઓમાં આવી શકે એવી છે તે આગળ દેખાડીશું.

**ગુજરાતમાં પહાડ વગેરે નૈસર્ગિક દેખાવો નહિં હોવાથી કવિતા કેવા પ્રકારની થઇ?**

કવિ તથા કવિતા કોને કહેવાં એ બાબત ઉપલું દિગ્દર્શન કર્યા પછી ગુજરાત કેવી તરેહનો દેશ છે તથા રાજકીય બાબતમાં ઘણી સદી થયાં એ દેશની સ્થિતિ કેવી છે ને તેને લીધે કેવા પ્રકારની કવિતા પેદા થઇ એ વીશે થોડું કહેવાની જરૂર છે. ગુજરાત તથા કાઠીયાવાડ એ સપાટ દેશ છે, એમાં ઘણા પર્વતો અથવા ટેકરીઓ નથી. ફક્ત જુનાગઢ આગળ ગિરનારનો પર્વત તથા રજપુતાણા અને ગુજરાતની સરહદ પર આબુનો પહાડ, તથા નર્મદા પ્રદેશમાં વિંધ્યાચળની હાર એટલા ગુજરાતમાં મુખ્ય પર્વતો છે. ઇશ્વરની કૃતિ નિહાળીને આશ્ચર્ય પામવાને પર્વત એ એક સાધન છે. જુનાગઢ પાસે ગિરનાર પર્વત એ અતિ પવિત્ર ધર્મનું સ્થાન ગણાય છે. હજુ ત્યાં આગળ અશોકના મહાવાક્યો સ્તંભો પર કોતરેલાં મોજુદ છે. એવા ધાર્મિક સ્થાનની પડોસમાં નરસિંહ મેહેતા જેવો ભક્ત કવિ પોતાની મીઠી તથા પ્રેમાળ વાણીથી ઇશ્વરનું ભજન ગાઈ લોકોને આનંદ પમાડે તથા પોતાની જોડે ઇશ્વરભક્તિમાં દોરે એમાં શું આશ્ચર્ય ? વિંધ્યાચળના પ્રદેશમાં મનુષ્યવસ્તિ ઝાઝી નથી તેથી એ ભાગમાં કોઈ કવિ થઈ ગયો નથી. અગર જો ગુજરાતમાં ઘણા પર્વતો નથી તોપણ એ મ્હોટી નદીઓ, નર્મદા તથા તાપી, તથા બીજી નાની નદીઓ, આવી રહેલી છે. એ નદીઓ કેટલે દરજ્જે ઈશ્વરની અદ્ભુત શક્તિનો ખ્યાલ આપે છે. એવે સ્થળે દયારામ તથા નર્મદાશંકર જેવા કવિ થઈ ગયા છે કે જેની કવિતાથી કોઇ પણ ગુજરાતી અજાણ્યો નહિ હોય. ઈંગ્લંડ, સ્કોટલંડ, ઇટાલી તથા ગ્રીસમાં પર્વતો, નદીઓ, અથવા તળાવો હોવાને લીધે કુદરતના દેખાવો ઘણા જોવામાં આવે તેથી ત્યાંના કવિઓ ઘણી ઉંચ્ચા પ્રકારની કવિતા કરી ગયા છે ને ઇશ્વરની કૃતિનું અગાધપણું તથા સૃષ્ટિસૌંદર્યનું અદ્ભુતપણું વર્ણવ્યું છે. આવો Natural Scenery ( નૈસર્ગિક દેખાવ ) ગુજરાતમાં નહિં તેથી ગુજરાતના કોઇ પણ જુના કવિએ **Nature** ( કુ-

દરત )નું સરસ વર્ણન કર્યું નથી. દક્ષિણની અંદર પર્વતો તથા નદીઓ ઘણાં છે પણ ત્યાં પણ જેને Poets of nature કહે છે એવા કવિ થઈ ગયા હોય એમ જણાતું નથી. એમ છતાં પણ પ્રેમાનંદ તથા વલ્લભનાં વન તથા કુદરતની લીલાનાં વર્ણન ઉત્તમ છે. પ્રેમાનંદ ગુજરાતમાં ફરેલો તથા દક્ષિણમાં નંદબારમાં ઘણું રહેલો તેથી એણે વન, પહાડ, નદી વગેરેનાં વર્ણન સરસ કર્યા છે. દ્રૌપદીહરણ તથા ઋષ્યશૃંગાખ્યાનમાં વર્ણનો કરેલાં છે તે વાંચવા લાયક છે. નર્મદાશંકર, નૃસિંહરાવ તથા ગોવર્ધનરામનાં સૃષ્ટિસૌંદર્યનાં વર્ણન ઉત્તમ પંક્તિનાં છે.

**રાજ્યોની ઉથલપાથલ, લડાઇઓ તથા અસ્વસ્થતાને લીધે કવિતા પર થયલી અસર.**

ગુજરાતમાં દેશી હીંદુ રાજ્યની પૂર્ણ સત્તા નાશ પામ્યાને લગભગ સાતસેં વર્ષ થઇ ગયાં છે. ગઝનીના મહમદે સોમનાથ પાટણ પર સ્વારી કરી ત્યાંનું જવાહીર લઇ ગયો ત્યારથી મુસલમાનોનો પેસારો ગુજરાતમાં થયો હતો. ત્યાર પછી આલાઉદ્દીન ખીલજીએ અલફખાનને લશકર સાથે મોકલી કરણઘેલાને હરાવી અણહિલ્લવાડ પાટણ લીધું ને મુસલમાન રાજ્ય સ્થાપ્યું. એ વખતથી હીંદુ રાજ્યનો નાશ થયો ને મુસલમાન સુબાઓએ અમલ ચલાવ્યો. આવી રીતનો અમલ ઇ. સ. ૧૨૯૭ થી તે ૧૪૦૩ લગણ ચાલ્યો. એટલે બરાબર એક સદી આવી અવસ્થા રહી. ત્યાર પછી ઇ. સ. ૧૪૦૩ થી ૧૫૭૩ લગણ અમદાવાદના મુસલમાન હાકેમોનો અમલ ચાલ્યો. અને ત્યાર પછી ઈ. સ. ૧૫૭૩ થી ૧૭૬૦ સુધી મુગલ બાદશાહોએ સુબાઓ મારફત ગુજરાતનું રાજ્ય ચલાવ્યું. ટુંકામાં કહીએ તો ૧૪ મી સદીથી ૧૮ મી સદી લગણ ગુજરાત મુસલમાનોના તાબામાં હતું. મુસલમાન રાજ્ય પછી ઈ. સ. ૧૭૬૦ થી તે ૧૮૧૯ સુધી મરાઠાઓની સત્તા ચાલી. અને હવે અંગ્રેજ સરકારના તાબામાં ગુજરાત આવ્યું છે.

ચૌદમી સદીથી તે અરાઢમી સદીના પહેલા ભાગમાં વારેવારે લડાઇઓ થયાં કરતી. સુબાઓ અથવા હાકેમો પોતાનો અમલ હોય એટલામાં જોર જુલમ કરતા તથા બને તેટલા પૈસા એકઠા કરતા કારણ કે તેમને પોતાની સત્તા લાંબો વખત રહેશે એનો ભરોસો ન હતો. આવા વખતમાં

લોકોના મન સ્થિર કેમ હોય ? તેઓને પોતાના જાનમાલની નિરંતર કાળજી રહેતી હતી. એક તરફ લશ્કરનો તો બીજી તરફ અધિકારીઓનો જુલમ ખમવો પડતો હતો. આવા ત્રાસને લીધે ઘણે ભાગે લોકો પોતપોતાના ગામમાં ભરાઇ રહેતા હતા. દેશની આવી સ્થિતિ હોવાથી પંદરમી સદી પહેલાં ગુજરાતમાં ઘણા કવિ થયા હોય તથા તેમની રચેલી કવિતા હયાતિમાં હોય એમ સાંભળવામાં આવ્યું નથી. કવિતા નિરાંત તથા શાંતિના વખતમાં થાય છે. કેટલાક સ્વદેશાભિમાની પુરૂષો લડાઇના વખતમાં નિકળી આવે છે ને પોતાના દેશપર લડાઇથી થતી ખરાબી તથા જુલમ જોઇને તેઓનો જુસ્સો કવિતાના રૂપમાં બહાર નિકળે છે. ગુજરાતમાં એવો કોઇ પ્રસિદ્ધ કવિ જાણવામાં આવ્યો નથી કે જેણે પોતાના વખતની લડાઈ તથા તેથી થએલી ખરાબીનું વર્ણન કર્યું હોય. ભાટ તથા ચારણો થઈ ગયા હશે પણ તેમના રાસાઓ તથા કવિતો મોટા જથ્થામાં પ્રસિદ્ધ થયાં નથી, ને હશે તો પણ તેની ભાષા અપભ્રંશવાળી હશે. હાલની ગુજરાતી ભાષા જેવી શુદ્ધ ભાષામાં લખાએલી ગુજરાતી કવિતા તો પ્રથમ નરસિંહ મેહેતાની છે. એટલે પંદરમી સદીમાં ગુજરાતી કવિતા હયાતિમાં આવી એમ કહીએ તો ચાલે. એ વખતે મુગલ બાદશાહ અકબરનો પૂર્ણ અમલ હતો ને લોકોના જાનમાલની ધાસ્તી જરા ઓછી થઇ હતી તથા સ્વસ્થતા હતી. અકબર પછીના મુગલ બાદશાહોના વખતમાં ખાસ કરીને ઔરંગઝેબના વખતમાં, મરાઠા જોડે ઘણી લડાઇઓ થઇ, ગુજરાતના લોકોને મુગલ સરદારો તથા મરાઠા બન્નેનો જુલમ વેઠવો પડતો હતો તથા લોકોના મન સ્વસ્થ રહેતાં નહિં. ત્યાર પછી પેશવાની પ્રધાન–સત્તા આખા ગુજરાત પર થઇ.

એક તરફથી ગાયકવાડે વડોદરા તથા આસપાસનો મુલક પોતાને તાબે કીધો ને બીજી તરફથી સિંધીઆએ પંચમહાલ તથા તેની આસપાસનો પ્રદેશ તાબે કીધો. દક્ષણી તથા મરાઠા સરદારો વચ્ચે માંહોમાંહે લડાઇ ચાલતી હતી. એકંદર રીતે અરાડમી સદી તથા ઓગણીસમીનો થોડો વખત, લડાઇ, લુંટફાટ તથા મારામારીનો ગયો, તેને લીધે ગુજરાતમાં કવિતા દબાઈ ગઇ.

આવા બધા સંયોગો વચ્ચે ગુજરાતની કવિતાનો આવિર્ભાવ થયો ને તે પૂર્ણ ચઢતીએ પહોંચી. ગુજરાતમાં આટલાજ ઉત્તમ કવિઓ કેમ થયા

તથા આવા પ્રકારની જ કવિતા કેમ થઇ એ સવાલ કરવાને બદલે ઉલટું આપણે આશ્ચર્ય પામવું જોઇએ કે આવા પ્રતિકૂળ પ્રસંગોમાં ગુજરાતમાં ઉત્તમ પ્રતિના કવિઓ શી રીતે થઇ ગયા ! દેશની આવી અવસ્થાને લીધે સોળમી સદીમાં પ્રખ્યાત કવિઓ થયા નથી. અકબરે ગુજરાત લીધું ત્યાર પછી કેટલાંક વર્ષ શાંતિ રહી, તેથી સત્તરમી સદીમાં પ્રસિદ્ધ કવિઓ થઈ ગયા છે. દેશની અસ્વસ્થ દશાને લીધે કવિતાના સ્વરૂપ પર કેટલેક અંશે અસર થઇ ખરી. આવા વખતમાં લોકો પોતાના ગામમાં ઘણે ભાગે ભરાઇ રહેતા તથા ઇશ્વિર ભજનમાં વખત કહાડતા તેથી ભક્તિ, ધર્મ તથા જ્ઞાન વીશે કવિતા ઘણી લખાયલી માલમ પડે છે.

**પંદરમીસદીના કવિઓ; નરસિંહ મેહેતો; મીરાંબાઈ; વિષ્ણુદાસ; ભાલણ; નાકર.**

ગુજરાતી કવિતાની શરૂઆત ૧૫ મી સદીમાં થઇ ને પહેલા મુખ્ય કવિ નરસિંહ મેહેતા થઇ ગયા એ આપણે ઉપર કહી ગયા. નરસિંહ મેહેતા ગુજરાતનો આદિ કવિ ગણાય છે ને એટલાજ માટે એમને ગુજરાતના Chaucer નું નામ અપાયલું છે. એમની પહેલાં ૧૪ મી સદીમાં વિષ્ણુદાસ કરીને ખંભાત તાબે બાવનાપૂરનો વતની, કવિ થઈ ગયો છે ને તેની થોડી કવિતા હાથ લાગી છે પણ નરસિંહ મહેતા આગળ એની કવિતા હલકી હોવાને લીધે એનું નામ પ્રખ્યાતિમાં આવ્યું જણાતું નથી. નરસિંહ મહેતા જુનાગઢના વડનગરા નાગર બ્રાહ્મણ હતા. એમની ન્યાતના ઘણે ભાગે શૈવ માર્ગી હતા પણ મેહેતાએ વૈશ્ણવી સંપ્રદાય ગ્રહણ કીધો હતો. એમની ભાષા સરળ તથા મીઠાસવાળી છે. મેહેતાને ગુજરાતના કવિઓમાં પહેલી પંક્તિમાં મુકવામાં આવતા નથી; તોપણ કૃષ્ણભક્તિની એમની કવિતા રસથી ભરપૂર છે ને હજુ ગુજરાત તથા કાઠીયાવાડના લોકો આનંદથી મેહેતાનાં પ્રભાતીઆં, દાણલીલાનાં પદો, તથા ગરબીઓ ગાએ છે. મેહેતાએ ભક્તિ શિવાય બીજા વિષય પર કવિતા કરી નથી. કૃષ્ણભક્તિનું અગાધ વર્ણન કીધું છે. મેહેતાની કવિતા વાંચીએ છીએ ત્યારે આપણને લાગે છે કે એ પોતાના અંતઃકરણના ઉભરા કાઢે છે ને કૃષ્ણના સ્વરૂપનાં તથા રાસલીલાનાં આબેહૂબ દર્શન થયાં હોય ને તેનું ચિત્ર આપણા આગળ ખડું કરતા હોય એમ લાગે છે. એમની કવિતામાં બ્રહ્મજ્ઞાન થોડું છે પણ શ્રૃંગાર રસ ઘણો છે. એમણે શ્રૃંગાર રસ વર્ણવ્યો છે તે કૃષ્ણ અને ગોપીઓના સંબંધમાં તથા રાસલીલાનો ચિતાર આપવા માટે છે.

ઇશ્વરનું અસ્તિત્વ સિદ્ધ કરવાને દૈવી અંશવાળા પુરૂષો એક સાધન છે. જે પુરૂષને ઇશ્વરી અંશ માન્યો તેની પ્રત્યે પ્રીતિના ભાવથી વર્તવું, તેને પોતાનું મન અર્પણ કરવું એ અનીતિ નહિં પણ ઇશ્વર પ્રત્યે ખરો પ્રેમ અથવા ભક્તિ સમજવી. હવે કૃષ્ણ ઇશ્વરનો અવતાર છે એ તે વખતના તથા હાલના હીંદુઓ ખરા મનથી માને છે. તો એવા પુરૂષના પર પ્રેમ અથવા ભક્તિ બધાંને આવે એ સ્વાભાવિક છે. એ પ્રેમમાં અનીતિનો અંશ બીલકુલ હોઈ શકે નહિં. શેલી કવિ કહે છેઃ—"The great secret of morals is love, or a going out of our own nature, and an identification of ourselves with the beautiful which exists in thought, action, or person, not our own." શેલીની આ ટીકા પતિપત્નીના પ્રેમ બાબત છે. ભક્તિભાવના પ્રેમને પણ એ ટીકા બરાબર લાગુ પડે એવી છે. ઇશ્વરના અવતાર કૃષ્ણ પ્રતિ ગોકુળ મથુરાંની ગોપીઓનો ખરો ભક્તિ ભાવનો પ્રેમ હતો તેથી તેઓ પણ પોતાનું મન કૃષ્ણને અર્પણ કરે ને પ્રેમથી ગાન કરે તથા નૃત્ય કરે તેમાં નીતિનો લોપ થયો એમ કહેવાય નહિં. રાસલીલા એ કૃષ્ણ અને ગોપીઓનું એકઠું નૃત્ય તથા ગાનતાન હતાં. મેહેતાએ રાસનું વર્ણન કર્યું છે તે ફક્ત સાકાર નૃત્ય તથા ગાયન તરીકે નહિં પણ દૃષ્ટાંત રૂપક તરીકે છે. એનો ગૂઢાર્થ એ છે કે જે સ્ત્રીપુરૂપ ગોપીઓની પડેમ કૃષ્ણનું અનન્ય ભાવથી તથા ખરી ભક્તિ તથા પ્રેમથી ભજન કરે તે બધાં કૃષ્ણને મન સરખાં છે ને કૃષ્ણની કૃપા તથા પ્રીતિનાં પાત્ર છે. કોઈ માણસને એમની શ્રૃંગાર રસની કવિતા વાંચીને એમ નહિં થાય કે એ કવિતાનો ઉઘાડો અર્થ થાય છે તેવા વિચાર લોકોમાં પ્રસિદ્ધ કરવા માટેજ મેહેતાએ કવિતા લખી છે, કારણ કે મેહેતા ખરા વૈશ્ણુવ તથા ભક્ત હતા અને તેથી કૃષ્ણ વીશે એના મ્હોડામાંથી અનીતિ ભરેલી કવિતા નીકળે એ સંભવે નહિં. એમણે કૃષ્ણ તથા ગોપીઓ વચ્ચે જે સંવાદ આપ્યા છે તે બતલાવી આપે છે કે ગોપીઓ કૃષ્ણ પાછળ ઘેલી જેવી થઈ ગઈ હતી. જેવાં ગોપીઓને કૃષ્ણનાં સાક્ષાત્ દર્શન થયાં હતાં તેવી રીતે કોઈ પણ માણસ ખરી ભક્તિથી ઇશ્વર ભજન કરે તો તેને કૃષ્ણનાં દર્શન થઈ શકે એ મેહેતાની કવિતાનું હાર્દ છે. પ્રેમાનંદે હારમાળામાં મેહેતાનો શ્રૃંગાર રસ કેવા પ્રકારનો હતો તે મેહેતાના મ્હોડેથી નીચેની બે લીટીઓ બોલાવી ઘણા ટુંકાણમાં બતલાવ્યું છે;—

"જ્યાં છે પ્રેમ ત્યાં પરમ આનંદ છે, અન્ય આનંદ ત્યાં અન્ય હોએ;
નરસઈઓ મહામતિ ગાય છે ગુણ કથી, કામીઆ સમજે તે કામ નો'યે."

મેહેતાએ રાસલીલાની માનસિક કલ્પના કીધી એટલુંજ નહિં પણ ભક્ત પુરૂષ તથા સ્ત્રીઓસાથે મળીને પ્રત્યક્ષ રાસ ભજવી બતાવ્યો હતો. દંત કથા એવી છે કે શીવે પ્રસન્ન થઈ મેહેતાને વૈકુંઠની અંદર રાસ રમતા કૃષ્ણનાં દર્શ કરાવ્યાં હતાં. કૃષ્ણે પ્રસન્ન થઈ વરદાન આપ્યું કે તું અહીંઆ જે રાસ જુએ છે તેનું આબેહૂબ વર્ણન કરજે એટલે હું તારા પર સદા પ્રસન્ન રહીશ. એ દંતકથા વૈશ્ણવભક્ત શિવાય બીજા સત્ય માનવાને આચકો ખાશે પણ એટલું તો દરેક કબુલ કરશે કે મેહેતાએ રાસલીલાનું વર્ણન કીધું છે તેવું ગુજરાતીમાં બીજા કોઈ કવિએ કીધું નથી. કૃષ્ણનાં ભજનમાં એ એટલા લીન થઈ ગયા હતા કે ન્યાતની તથા લોકોની દરકાર રાખ્યા વિના કૃષ્ણભક્ત પછી તે ગમે તે નીચ જાતીને હોય તેની સાથે બેસીને ભજન કરવામાં બીલકુલ અડચણ ગણતા નહિં. આવી લોકમત વિરૂદ્ધ રીતભાતથી એમને ન્યાત તરફથી ઘણું સંકટ વેઠવું પડયું હતું. મેહેતાની પૈસા સંબંધી સ્થિતિ સારી નહિં હતી ને સંસારમાં રહેલા એટલે સારે માઠે પ્રસંગે ખરચ તો કરવો જોઇએ તે માટે સ્ત્રીનો ઠપકો સાંભળવો પડતો હતો. એમની પુત્રી કુંવરબાઈના શ્રીમંત વખતે તથા પુત્ર સામળદાસના વિવાહ પ્રસંગે તથા નરસિંહમેહેતાના પિતાના શ્રાદ્ધ સમયે કૃષ્ણે સાક્ષાત્ દર્શન આપીને મેહેતાને પૈસો લુગડાં વગેરે જે જોઇતું હતું તે આપ્યું હતું એવી દંતકથા ચાલે છે તથા ખરા ભાવિક વૈશ્ણવ સત્ય પણ માને છે. એ વાત સત્ય હોઓ કે નહિં તેનો નિર્ણય કરવાની આ ઠેકાણે જરૂર નથી. મેહેતાની ભક્તિ એટલી પૂર્ણ હતી તથા કૃષ્ણમાં એટલી આસ્થા હતી કે ભીડને પ્રસંગે કૃષ્ણ મદદ કર્યા વિના રહેશે નહિં એનો પક્કો ભરોસો હતો અને તેથીજ પૈસાની જરૂર હોય ત્યારે દલગીર થવાને બદલે કૃષ્ણનાં ભજન ગાયાં કરતા.

મેહેતાની શાંત રસની કવિતા છે તેમાં જ્ઞાન અને નીતિબોધ છે. એનાં જાણીતાં કાવ્યો નીચે પ્રમાણે છેઃ—

દાણલીલા, સુરતસંગ્રામ, નરસિંહવિલાસ, ગોવિંદગમન, સામળદાસનો વિવાહ વગેરે.

મેહેતાની કવિતા ઘણેભાગે સારી છે તેથી તેમાંના ઉત્તમ નમુના શોધી કાઢવા એ મુશકેલીનું કામ છે પણ નીચેની કવિતા સરસ છેઃ—

(૧) ઉભો રહેની ગોવાળીઆ, તારી મોરલી મીઠી વાય,
અલ્યા છેલ છબીલા નંદનારે, તું ગીત મધુરાં ગાય. ઉભો.

... ... ... ... ...

(૨) મારે તો આસરો એક હરિનામનો, છેક આવ્યો હવે ક્યાં રે જઇએ;
ભણે નરસૈંઓ એ નામને આસરે, નામને મૂર્તિમાં લીન લહીએ.

(૩) ઓ પેલો ચાંદલીઓ, આઈ મુને રમવાને આલો;
નક્ષત્ર લાવીને, મા મારા ગજવામાં ઘાલો. ૧
રૂવે ને રાતડો થાય, ચાંદા સામુ જૂવે;
માતારે જસોદાજી, હરીનાં આંસુડાં લૂવે. ૨
લોકનાં અનેરાં બાળક, ઘેલો તું કાં થાય;
ચાંદો આકાશે વાહલા, તે કેમ લેવાય. ૩
વાટકામાં પાણી ઘાલી, ચાંદલિયો દાખ્યો;
નરસૈંનો સ્વામી સામળીઓ, રડતો રાખ્યો. ૪

આમાં વત્સલતાનું રસિક વર્ણન છે.

(૪) સુખ દુખ મનમાં ન લાવિએ, ઘટ સાથે ઘડીઆં;
ટાળ્યાં તે કોઇનાં નવ ટળે, રઘુનાથનાં જડીઆં.

(૫) સાંભળ સૈયર સુરત ધરીને, આજ અનોપમ દીઠોરે;
જે દીઠો તે જોવા સરખો, અમૃતથૈ અતિ મીઠોરે. સાંભળ. ૧

દૃષ્ટે ન આવે નિગમજ ગાવે, વાણિ રહિત વિચારોરે;
સત્ય અનંતજ જેહેને કહીએ, તે નવધાથી ન્યારોરે. ,, ૨

નવધામાં તો નહિ નર વેગે, દશધામાં દેખાશેરે;
અચવો રસ છે એહની પાસે, તે પ્રેમી જનને પાશેરે. ,, ૩

અદ્વૈત બ્રહ્મ અનોપમ લીલા, અસંખ્ય જુગનો એહવોરે;
જોગ જગન જપ તપ મુની દુર્લભ, માને તેહવો મેવોરે. ,, ૪

હું તું મટશે દુગ્ધા ટળશે, નિરભે થાશો નિરખીરે;
ભલે મળ્યો નરસૈંયાચો સ્વામી, હું હૈડામાં હરખીરે. „ ૫

(૬) સમરની શ્રી હરિ, મેલ મમતા પરિ, જોને વિચારીને આપ તાહરૂં;
તું અલ્યા કોણને, કેને વળગી રહ્યો, વણ સમજ્યો કરે છે મ્હારૂં મ્હારૂં.સ૦
દેહ તારો નથી, જોને જુગતે કથી, રાખી તે નહીં રહે નક્કિ જાશે;
ધન તણું ધ્યાન તું, અહોનિશ ચિંતવે, એરે અતર તારે આડ થાશે. સ૦
પાસેના પીયુને, કેમ ગયો વિસરી, હાથથી ગઈ બાજી થઇરે ખોટી;
ઘેને ઘેરાઈ રહ્યો, નિદ્રામાં ઉંઘી રહ્યો, જાગે તો નરસૈંને આશ મોટી. સ૦

બીજા ઘણા ઉત્તમ નમુના છે પણ વિસ્તારભયને લીધે આપવા દુરસ્ત નથી.

**મીરાંબાઈ**

પંદરમી સદીમાં મીરાંબાઈ નામની રજપુતાણી મેવાડના કુંભા રાણાની સ્ત્રી કવિ થઈ ગઈ છે. મીરાંબાઇને ન્હાનપણથી ઇશ્વર પર ભક્તિ હતી. લગ્ન થયા પછી એ થોડો વખત સાસરે ગઈ હતી. એના સાસરાંનો ધર્મ શૈવ માર્ગ હતો તે એને રૂચ્યો નહિં તેથી એ ગુજરાતમાં પોતાને પિયેર પાછી આવી, ને સાધુઓની સંગતમાં હરિભજન ગાવામાં બાકીની જીંદગી ગુજારી. મીરાંની કવિતા કેટલી હીંદુસ્થાનીમાં છે. “ કરના ફકિરી, ક્યા દિલગીરી સદા મગનમે રહેના રે ” એ પદ ગુજરાતમાં પ્રસિદ્ધ છે. હાલ જે મીરાંના નામની કવિતા ગુજરાતીમાં છે તે બધી એની નહિં હોય. પાછળથી બીજા કવિઓએ પોતાની કવિતામાં મીરાનું નામ દાખલ કરી દીધું હોય એમ જણાય છે. એની કવિતા ગુજરાતમાં દરેક સ્ત્રી ગાએ છે અથવા રસથી સાંભળે છે. એની ભાષા સરળ અને જોસ્સાવાળી છે. “ લટકાળોરે ગિરિવર ધારી, મને મારી છે પ્રેમ-કટારી ” તથા “ રસિઆ મને જાવા દીજે, તારૂં દાણ થાય તે લીજે ” એ ગરબીઓ ગુજરાતના દરેક સ્ત્રીપુરૂષને જાણીતી છે. “ મીરાં કહે પ્રભુ ગિરધર નાગર ” એ શબ્દો કોઈ પણ સ્ત્રીના ગરબામાં સાંભળ્યા વિના રહેશો નહિં. કવિ નર્મદાશંકર મીરાંની કવિતા બાબત કહે છે “ મીરાંની કવિતામાં ભક્તિભાવનો અંતર્પટ છે અને પ્રેમ રસ બહાર પડતો છેઃ વળી વચમાં વચમાં વિરાગનો ભાસ પણ છે. રસ ધાડો નથી તેથી ઘણી વાર અસર રહેતી નથી;

તો પણ રસ સાહજિક સરળ વહેતો છે. વિચાર તુટક ને સાદા છે. ભાષા ઘણી ઠરેલી, કોમળ, મધુર ને સુંદર છે."

**ભાલણ.**

એજ સદીમાં ભાલણ પાટણનો શ્રીમાળી બ્રાહ્મણ કવિ થઈ ગયો છે. એ સં. ૧૪૬૧ માં હયાત હતો. એની ભાષા સાદી છે પણ શુદ્ધ નથી. એના મુખ્ય ગ્રંથો નીચે પ્રમાણે છેઃ– દશમ સ્કંધ, નળાખ્યાન તથા સપ્તસતિ, રામાયણ, શિવ-ભીલડીસંવાદ, કાદમ્બરી, ધ્રુવાખ્યાન, ચંડી આખ્યાન તથા કૃષ્ણલીલાનાં પદો.

**નાકર.**

એ સદીમાં નાકર નામનો વાણીઓ કવિ વડોદરા જીલ્લામાં થઈ ગયો છે. એના પ્રસિદ્ધ ગ્રંથો હરિશ્ચંદ્રાખ્યાન; વિરાટપર્વ; ઓખાહરણ; શિવવિવાહ; ધ્રુવાખ્યાન છે.

**સોળમી સદીના કવિઓ, વસ્તો; વચ્છરાજ;તુળસી.**

હવે સોળમી સદીમાં કોણ કવિ થઈ ગયા તેનું વિવેચન કરીએ. એ સદીમાં ગુજરાતમાં એવા પ્રસિદ્ધ કવિ થઈગયા નથી. ત્રણ કવિઓ વસ્તો, વચ્છરાજ તથા તુળસીના નામ આપણી જાણમાં છે. એમની કવિતા ઉંચ્ચા પ્રકારની કહી શકાય નહિં. વસ્તો બોરસદનો વતની હતો પણ પાછલા વખતમાં બરાનપુર જઈ રહ્યો હતો. એનાં મુખ્ય કાવ્યો શુકદેવાખ્યાન તથા સુભદ્રાહરણ છે. વસ્તો લેઉવો પાટીદાર હતો એટલે ન્હાનપણમાં સારો વિદ્યાભ્યાસ કર્યો હોય એમ જણાતું નથી. એને બાળપણથીજ સંસાર પર વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પરણ્યો નહિં હતો. એણે રામેશ્વર તથા બાલાજીની જાત્રા કીધી હતી. ગોકુળ મથુરાં પણ ગયો હતો. એ સંત હતો ને સાધુઓની સંગતમાંજ રહેતો હતો.

વચ્છરાજ જંબુસરનો રહીસ હતો. એનું મુખ્ય કાવ્ય રસમંજરીની વાર્તા છે.

તુલસી કુંતલપુરનો સારસ્વત બ્રાહ્મણ હતો. એનું મુખ્ય કાવ્ય ધ્રુવાખ્યાન છે.

**સત્તરમી સદીના કવિઓ.**

ગુજરાતી કવિતાની Golden Age એ સત્તરમી સદી કહેવાય. એ સદીમાં ત્રણ પ્રખ્યાત કવિઓ થઈ ગયા છે તથા મધ્યમ પંક્તિના ઘણા કવિઓ થઈ ગયા છે. પ્રસિદ્ધ કવિનાં નામ પ્રેમાનંદ, સામળભટ તથા અખો ભક્ત. એ ત્રણમાં પણ પ્રેમાનંદ શ્રેષ્ઠ છે. પ્રેમાનંદ તથા સા-

મળ બ્રાહ્મણ હતા ને અખ્ખો સોની હતો. ઘણાં વર્ષ પર ગુજરાતી વિદ્વાન વર્ગમાં પ્રેમાનંદ તથા સામળ એ બેમાં સારો કવિ કોણ એ વીશે ઘણી ચર્ચા ચાલી હતી. આખરે પ્રેમાનંદ ચઢીઆતો છે એમ સાબિત થયું હતું. સ્વર્ગવાસી કવિ નર્મદાશંકરે પ્રેમાનંદને ગુજરાતી કવિઓમાં પહેલે નંબરે મુકેલા છે. પ્રેમાનંદ ગુજરાતનો Shakespeare અથવા કાલીદાસ કહી શકાય. આ સદીના ત્રણે પ્રસિદ્ધ કવિઓની કવિતાની ઢબ જુદા પ્રકારની છે.

**પ્રેમાનંદ.**

પ્રેમાનંદે અનેક કાવ્યો, આખ્યાનો તથા નાટકો લખ્યાં છે. એનો જન્મ વડોદરામાં આસરે સં. ૧૭૦૦ માં થયો હતો. એ જાતે ચાતુર્વેશી બ્રાહ્મણ હતો. એ કેટલાં વર્ષ ખાનદેશમાં નંદરબારના રાજાને ત્યાં રહ્યો હતો. એના શિષ્યો લગભગ સો હતા. એણે સંસ્કૃતનો ઘણો સારો અભ્યાસ કીધો હતો. પ્રેમાનંદ ન્હાનપણમાં બીલકુલ ભણ્યો નહિં હતો. એને કવિત્વશક્તિ કેમ પ્રાપ્ત થઈ તે વીશે દંતકથા એવી છે કે એક સિદ્ધ પુરૂષના આશીર્વાદથી એ શક્તિ એને મળી. એના પુત્ર વલ્લભે પ્રેમાનંદકથામાં લખ્યું છે કે પ્રેમાનંદના ગુરૂ રામચરણ હરિહર કરીને એક સાધુ પુરૂષ હતા. તેની સાથે હીંદુસ્થાનના ઘણા ભાગમાં યુવાવસ્થામાં મુસાફરી કરી હતી ને ઘણા મુલકો તથા ત્યાંની કવિતા જોવાનો પ્રસંગ મળ્યો હતો. એથી પણ એને વિવિધ પ્રકારનું જ્ઞાન મળ્યું હોવું જોઇએ. એણે પહેલાં હીંદુસ્થાની ભાષામાં કવિતા કરવા માંડી પણ એના ગુરૂ જે પૂર્વાશ્રમમાં પાટણના નાગર હતા તેમને તે ગમ્યું નહિં ને ગુજરાતીમાં બીજી ભાષાઓની પઠેમ ઉત્તમ કવિતા કરવાનું કહ્યું. એ પરથી કવિએ પણ લીધું કે જ્યાં લગણ ગુજરાતી ભાષામાં બીજી ભાષાઓની માફક ઉત્તમ કવિતા થાય નહિં ત્યાં સુધી મારે પાઘડી પહેરવી નહિ. એ ટેક એમણે આખર સુધી પાળ્યો હતો. ફક્ત એના પુત્ર વલ્લભની હીંદી કવિતાથી ખુશ થઈ એક વાર માથે પાઘડી પેહેરી હતી પણ પાછી કહાડી નાંખી હતી, કારણ કે એના મન લાયક ગુજરાતીમાં બીજી ભાષાઓની માફક દરેક રસમાં કવિતા થઇ નહિં હતી.

ગુજરાતી ભાષા ઉત્તમ પ્રકારની છે તથા સંસ્કૃતથી ઉતરતી નથી એ સાબિત કરવા સારૂ એણે ગુજરાતીમાં પાંચાલીપ્રસન્નોપાખ્યાન, રોષદર્શિકા સત્યભામા નાટક, તથા તપત્યાખ્યાન વગેરે નાટકો લખ્યાં છે. એ નાટકો કાળીદાસના શકુંતલા તથા ભવભૂતિના ઉત્તરરામચરિતથી જાય એવાં નથી.

ભાષા ઘણે ભાગે શુદ્ધ ગુજરાતી છે તથા કેટલે ઠેકાણે જરા કઠણુ સંસ્કૃતમિશ્રિત છે. ગુજરાતી ભાષાના સાહિત્યને ઉંચ્ચે દરજ્જે ચઢાવવાનું માન પ્રેમાનંદને છે. એની કવિતા ગુજરાતમાં ગામે ગામ જાણીતી છે. ગુજરાતનો એવો કોઈ પણ ભાગ નહિં હોય કે જ્યાં એનું ઓખાહરણ, નરસિંહ મેહેતાની હુંડી તથા મામેરૂં નહિં વંચાતાં હોય. સ્વર્ગવાસી નવલરામ એની કવિતા માટે નીચે પ્રમાણે અભિપ્રાય આપે છે–"પ્રેમાનંદની કવિતા રસ, અલંકાર અને ચિત્રથી ભરપૂર છે. રસની બાબતમાં છેક મારી જાય એવો બીજો કોઈ પણ પ્રાકૃત ભાષામાં તો કવિ નથી. મોરો પંથ, વામન અને બીજા મરાઠી પંડિત કવિઓ વિદ્યામાં બેશક બહુ ચઢે પણ તેમનાં કાવ્યમાં એના જેટલો રસ નથી. કરૂણા રસ તો પ્રેમાનંદના બાપનોજ." એણે દરેક જાતની તથા દરેક રસની કવિતા કરેલી છે. એની ભાષા પ્રૌઢ, સરળ. મધુર તથા આબેહૂબ ચિતાર આપનારી છે. જે ઠેકાણે જેવો શબ્દ જોઇએ તે એ વાપર્યા વિના રહેતો નથી. નળદમયંતીમાં કરૂણા રસની સીમા કરી છે. રામાયણ, મહાભારત તથા પુરાણોના પ્રસંગોમાંથી એણે પોતાનાં કાવ્યો માટે વિષય શોધી કાઢયા છે તથા તેને જેવી જોઇએ તેવી રીતે કવિતામાં વર્ણવ્યા છે. જનસ્વભાવની પરીક્ષા એની અચૂક છે. સુદામાચરિત્રમાં એક ગરીબ પણ કૃષ્ણના ભક્ત તથા મિત્રના ઘરસંસારનો ચિતાર આપ્યો છે. સુદામા કંગાલ હાલતમાં હતો તથા કુટુંબનું પોષણ કરવાને સાધન નહિં હતાં. એક વખતે એની સ્ત્રીએ એના મિત્ર કૃષ્ણ પાસે જઇને છોકરાંઓને માટે ખાવા પિવાનું નહિં હતું તે લાવવા માટે જે વચનો કહ્યાં છે તે ખરેખર ચિત્તવેધક છે.

વિવેક વણજારો એ શાંત રસનું ઉત્તમ પ્રતિનું કાવ્ય છે. સામળનો વિવાહ હાસ્ય રસથી ભરપૂર છે. નરસિંહ મેહેતાની હુંડી એ પણ હાસ્યજનક કાવ્ય છે. એમાં નરસિંહ મેહેતાના ઘરનું તથા કૃષ્ણનું સામળશાહ શેઠ તરીકેનું વર્ણન વાંચવા લાયક છે:—

"નીચાં મંદિર ને પાટ જૂનો, માંહે ચકલિઓના માળા;
વૈષ્ણવ આવીને ઉતર્યા, મેહેતા તણી ધર્મશાળા.

ત્યાંહા તાલ કાંશી ચંગ બોલે, શંખધ્વનિ રહી વાગો;
પ્રેમ સાદે આનંદભેર, ગાય બેઠા વૈરાગી.

લૂલો લૂલો પાંગળો, અપંગ અંધ બધિર;
ખાએ બેઠા રામદાસીઆ, મેહેતા તણે મંદીર.

ગોપીચંદન તિલક છાપાં, ધરી બાળમુકુંદ ગાય;
શબ્દ ઉઠે સમરણીના, મણુકા અફળાય.
ચિત્રામણ દશ અવતારનાં, ચોકમાં તુલસી વન;
દેરાસર દામોદર તણો, મેહેતા કરે કીર્તન.

આ વર્ણન વાંચીને ભક્ત ગરીબ વૈષ્ણવના ઘરનો ચિતાર આબેહૂબ મન આગળ ખડો થાય છે.

સામળશાહનું વર્ણન એક ઘરડા વાણીઆ સાહુકારનું યથાર્થ ચિત્ર છે:-
" છે અવળા આંટાની પાઘડીરે, એને બાંધતાં કેવી આવડીરે;
શોભે વણિક શા ભીને વાનરે, એક લેખણ ખોશી છે કાનરે.
હસતાં ખંજન પડે ગાલેરે, મોટું કપાળ જાણે એ ઢાલરે;
અધર બિંબ જાણે પરવાળીરે, મોટી આંખલડી અણિયાળીરે.
ત્રિકમજી વણિકની તોલેરે, ઉતાવળું બોબડું બોલેરે;
સોના સાંકળી કંઠે દોરોરે, કેડે પાટીવાળો કંદોરોરે.

પ્રેમાનંદે પિંગળનો સારો અભ્યાસ કર્યો હતો. એણે છંદોમાં કાવ્યો કર્યાં છે પણ મુખ્ય ભાગે સાધારણ લોકો સમજે એટલા માટે ચાલુ રાગ વાપર્યાં છે. દ્રૌપદીહરણ જેવી પંડિતાઇ ભરેલી બધી કવિતા કરી હોત તો સાધારણ લોકોમાં એની કવિતા બહુ ખ્યાતિમાં આવત નહિં. એણે અક્ષર મેળ તથા માત્રામેળ અઘરાં વૃત્તોમાં પણ કવિતા કરી છે. યમક પણ મોરોપંતને હઠાવે એવા છે. એના કાવ્યોમાં ગુજરાતના સર્વ ભાગના સ્થાનિક શબ્દો આવે છે.

એની કવિતા વીશે નર્મદાશંકર કહે છે. " વર્ણનરસ અને વર્ણન શૈલી એ પ્રેમાનંદની કવિતાની મોટી ખૂબી છે. પ્રેમાનંદની કવિતા એ ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં એક સુંદર સરોવર છે કે જેની લહરીમાં સર્વ ગુજરાતીઓ પોતાનાં રોવાં, હસવાં, સુખ દુખના પ્રતિબિંબ જોઇ જોઇને નિવૃત્તિ આનંદમાં રહે છે."

એના મુખ્ય ગ્રંથો નીચે પ્રમાણે છે:—

દ્રૌપદીહરણ; ઓખાહરણ; નળાખ્યાન; હરિશ્ચંદ્રઆખ્યાન; દેવીચરિત્ર; દાણલીલા, મૃદાલસાખ્યાન, હારમાળા, મામેરૂં, રુકિમણીહરણ, અભિમન્યુ-

આખ્યાન, નરસિંહ મેહેતાની હુંડી; સુદામાચરિત્ર; રણયજ્ઞ; વિવેકવણજારો; દશમ સ્કંધ ભાગવત; વામનકથા; પ્રલ્હાદઆખ્યાન; નરસિંહ મેહેતાના બાપનું શ્રાદ્ધ; સપ્તમસ્કંધ; ચંદ્રહાસ; લક્ષ્મણાહરણ; ઋષ્યશૃંગાખ્યાન; સામળદાસનો વિવાહ; સ્વર્ગનિસરણી; ભ્રમરપચીશી; દ્રૌપદીસ્વયંવર; નાગદમણ.

પ્રેમાનંદની શ્રેષ્ઠ કવિતાના નમુના વાંચતાં એક જુદું વ્યાખ્યાન આપવા જેવું થાય, તેથી એના ગ્રંથો જ વાંચવાની ભલામણ કરૂં છું.

ભ્રમર પચીશીની નીચેની લીંટીઓ વાત્સલ્ય રસથી ભરપૂર છે.

### પદ રાગ પંચમ.

માતા જસોદાજી બોલીઆં, ઉદ્ધવ સાંભળોરે;
અમો અજ્ઞાનીનાં મન, છે કાળો કામળોરે.
તેને ચઢે બીજો રંગ કે, પેહેલી શ્યામતારે;
ગુણહિણ ગોવાળીઆ લોક, જ્ઞાન નથી પામતારે.
તમો કહો છો બ્રહ્મ બ્રહ્માદિક, નેતિ નવ કળેરે;
હું ક્યમ આણું વિશ્વાસ, બાંધ્યો મે અનુખળેરે.
પોઢાડયો પારણામાંહી, કે ગાયું હાલરૂંરે;
તે સુખ સંભાળીને, રોઈ રોઈને મરૂંરે.

... ... ... ...

કુંડળના પ્રતિબિંબ, કે ગોરા ગાલમાંરે;
ટુંકડે પગે ચાલતો, આ પડસાળમાંરે.
જળમાં ભરતો મુઠ, ચંદ્ર દેખી ચળકતોરે,
ઘરમાં દેખી વઢતાં બે મંઝાર, કોટે આવી વળગતોરે.
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટીએરે;
તે સુખ સંભારી આજ, અમો નવ ફાટીએરે.

... ... ... ... ...

ત્રણ ત્રિભુવનનો નાથ, ચારે ક્યમ ગાવડીરે;
પ્રેમાનંદ પ્રભુ શ્રી કૃષ્ણની, હું છું માવડીરે.

સામળભટ અમદાવાદ પાસે વેગણપુરમાં ( જેને હાલ ગોમતીપુર કહે

છે ત્યાં ) જન્મ્યો હતો. એ પ્રેમાનંદથી ઉતરતી પંક્તિનો

**સામળ.** કવિ છે. એની કવિતા સેહેલી છે. શબ્દ રચના સરળ તથા સાધારણ ભણેલા માણસ તથા બૈરાંઓ સમજી શકે એવી છે. ખરી ઉત્તમ પ્રકારની કવિતાની વ્યાખ્યા જે શરૂઆતમાં કહી તે પ્રમાણે જોતાં સામળની કવિતા કેટલે ઠેકાણે છેક હલકી જણાય છે. એની કેટલી કવિતા સ્વાભાવિક નથી. લોકોને બોધ આપવાને જુદી જુદી વાર્તાઓના પ્રસંગ શોધી કાઢીને ગુજરાતના લોકો પર એણે ઘણી અસર કરી હતી એ માન્ય કર્યા વિના ચાલે એમ નથી. એની કવિતાની મુખ્ય ખુબી એ છે કે એણે સર્વમાન્ય વચનોને સાદી ભાષામાં મુકી દૃષ્ટાંતોથી તેમની સત્યતા દૃઢ કીધી છે. Coleridge કહે છે—'In poems, as in philoso phic disquisitions; genius produces the strongest impressions of novelty, whilst it rescues the most admitted truths from the impotence caused by the very circumstance of their universal admission." સામળની આવી કવિતામાં એની અદ્‌ભુત શક્તિનો ભાસ થાય છે તથા તર્ક શકિત તરી આવે છે. એના છપ્પા, ચોપાઈ, દોહરાઓ તથા સમસ્યાઓ વગર ભણેલા માણસ પણ ગુજરાતમાં જાણે છે. જન સ્વભાવનું તથા એના વખતના લોકોની રીતભાતનું એણે સારૂં વર્ણન કર્યું છે. એનાં કાવ્યોમાં બૈરાંને એણે ઘણી છુટ આપી છે તે પરથી એમ કલ્પના થાય કે તે વખતે નીતિ સંબંધી લોકોના વિચાર સખત નહિં હોય. એની વાર્તાઓમાં સ્ત્રી ચરિત્રના ઘણા દાખલા આપ્યા છે ને કેટલા અનીતિ ઉપજાવે એવા છે. એ બાબત નર્મદાશંકર પણ લખે છે કે એમાંની કેટલી વાર્તાઓ એણે લખી નહિં હોત તો સારૂં ને પ્રસિદ્ધ નહિં થઈ હોત તો વધારે સારૂં. એની કવિતા વીશે નવલરામ નીચે પ્રમાણે ટીકા કરે છે; " સંસાર સંબંધી વાર્તા પોતાની અકલથી યોજીને લખવાનો સંપ્રદાય આપણા કવિ મંડળમાં હતો જ નહિં; તેથી એમ પ્રથમ કરવાનું માન સામળને ઘટે છે. સામળની બુદ્ધિ એરેબીઅન નાઇટસના બનાવનારને વધારે મળતી આવે છે. સામળને કવિ નહિં પણ એક નોવેલીસ્ટ કહીએ તો ચાલે. એનામાં ઘણું જ સંસાર જ્ઞાન અને કેટલું ચાતુર્ય છે. સામળ એના વખતનો નર્મદાશંકર બીજા વર્ગનો Radical......સામળની બાજીમાં ટુકડા ટુકડા પડે છે એથી જ વચલા વર્ગનાને ગમે છે. સામળ સંભારીને અનુભવપરથી લખતો હોય એમ જણાય છે. એનામાં Inspiration ( ઇશ્વર પ્રેરણા ) નથી કિલષ્ટતા છે. "

ઉપલી ટીકા વાસ્તવિક છે એ એની કવિતા વાંચ્યાથી ખાત્રી થશે.

સામળની વાર્તાઓ ગુજરાતમાં પ્રસિદ્ધ છે. કવિતામાં વાર્તા કહેવાને બદલે ગદ્યમાં નવલ કથા એણે લખી હોત તો એ ઉત્તમ પ્રતિનો નવલ કથા કાર તરીકે ગણાત. ( Walter Scott ) વૉલ્ટર સ્કૉટે કાવ્યમાં વખત ગુમાવવાને બદલે નવલ કથા લખવામાં વખત રોક્યો તેથી અંગ્રેજીમાં એની ઉત્તમ પ્રતિની આટલી બધી નવલ કથાઓ પ્રસિદ્ધ થઈ ગઈ છે. તેજ પ્રમાણે સામળે કર્યું હોત તો એ ગુજરાતનો સ્કૉટ ગણાત.

એના સંસારિક વિષયના વિચારો એના કાળથી આગળ પડતા હતા. એણે એની વાર્તાઓમાં ક્ષત્રિય પુત્ર તથા વણિક કન્યાના ગાંધર્વ વિવાહના પ્રસંગો વર્ણવ્યા છે.

વેશ્યાને એની દરેક વાર્તામાં એ દાખલ કરે છે. વિક્રમને નાયક લઈને ઘણી વાર્તાઓ જોડી કાઢી છે.

સામળમાં નવલકથાકાર અને કવિ બન્નેના અંશો હતા એમ કહીએ તો ચાલે. એણે વાર્તાઓ ગદ્યમાં લખવાને બદલે પદ્યમાં લખી છે એમ કહીએ તો ખોટું નથી. વાર્તા લખવાનો એનો મુખ્ય હેતુ હતો. કવિતા એણે એક સાધન તરીકે વાપરી છે અને તેથી જ કવિતા સેહેલી છે. એની વાર્તાઓ લોકોમાં પ્રિય થઈ છે તે અંદરની કવિતાને માટે નહિં પણ જે જુદી જુદી તરેહના પ્રસંગો તથા દુનિઆદારીનું જ્ઞાન તથા ઉપદેશ અંદર છે તેને માટે. સામળની ખુબી એણે આપેલા સદુપદેશ, દૃષ્ટાંત, સમસ્યા, શબ્દાલંકાર, અર્થાલંકાર અને ભાષાની સરળતામાં છે. નર્મદાશંકર કહે છે: " ગુજરાતીઓમાં પ્રવૃત્તિના આનંદનો અને ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બળ, બુદ્ધિ, પરાક્રમ એ સદ્‌ગુણોનો પ્રથમ બોધ કરનાર સામળ ભટ છે. "

કવિ ચરિત્રના કર્તા ડાહ્યાભાઈ પંડિત લખે છે કે પ્રેમાનંદમાં સામળ કરતાં તર્ક શક્તિ થોડી હતી ને શબ્દાલંકારમાં સામળથી ઉતરે. પ્રેમાનંદે સંસ્કૃત ગ્રંથો તથા પુરાણોમાંથી પોતાના વિષય શોધી કહાડયા છે. સામળ પઠેમ એણે વાતો જોડી કહાડી નથી. પણ એની તર્ક શક્તિ સામળ કરતાં ઉંચા પ્રકારની છે એ એનાં તથા સામળનાં કાવ્ય વાંચ્યાથી કોઇની પણ ખાત્રી થશે. શબ્દાલંકારમાં પણ એ સામળ કરતાં ચઢીઆતો છે.

સામળનાં મુખ્ય કાવ્યો નીચે પ્રમાણે છેઃ—

- નંદબત્રીસી;
- પંચદંડ;
- અંગદવિષ્ટિ;
- ભદ્રાભામિની;
- સામળ રત્નમાળા;
- મદનમોહના;
- લક્ષબુદ્ધિની વાર્તા;
- બત્રીસપુતળીની વાર્તા;
- સુડાબહોત્તેરી;
- બરાસકસ્તુરી;
- ભોજનકથા.
- રખિદાસ ચરિત્ર.
- રાવણ મંદોદરી સંવાદ.
- ઉદ્યમ કર્મ સંવાદ.
- પદ્માવતીની વાર્તા.
- વિદ્યાવિલાસિનીની વાર્તા.
- વૈતાલ પચીશી.
- રેવાખંડ.
- શિવપુરાણ.
- શુકદેવાખ્યાન.
- રૂપાવતીની વાર્તા.
- વિશ્વેશ્વરાખ્યાન.

**અખો.** અખો શ્રીમાળી સોની અસલ જેતલપુરનો રહીશ હતો પણ પાછળથી ઘણે ભાગે અમદાવાદમાં દેસાઇની પોળમાં રહ્યો હતો. અખો વેદાંતી કવિઓમાં પહેલે નંબરે છે. એને બાળપણથી સાધુ સંતોનો ઘણો સમાગમ થએલો પણ સાધુઓ ભંગી, અનીતિવાન તથા લક્ષ્મીની તૃષ્ણાવાળા માલમ પડવાથી એને તેમનાં દાંભિક જ્ઞાન માટે તિરસ્કાર પેદા થયો ને ખરા જ્ઞાન તથા વૈરાગ્ય પર પ્રીતિ થઈ. સદ્‌ગુરૂની એણે ઘણી શોધ કીધી પણ એને કોઈ મળ્યો નહિ. એ ટંકશાળનો ઉપરી હતો. અદેખાઇને લીધે કોઇએ નવાબના કાન ભંભેર્યા કે અખો રૂપાના સિક્કામાં ભેળસેળ કરે છે ને તેથી નવાબે એને કેદ કર્યો. પણ તપાસ કરતાં અખો નિરપરાધી છે એમ ઠર્યું ને એને છોડી મુક્યો. ત્યારથી એને ખરો વૈરાગ્ય થયો ને પોતાની પાસે જે પૈસો હતો તે લઇને ગુરૂની શોધમાં નીકળ્યો. પહેલાં એ જયપુરમાં વૈશ્ણવના ગોસાંઇને ત્યાં ગયો. ત્યાં ઘણો વખત રહ્યો પણ ઉપદેશ તથા જ્ઞાન કંઈ મળ્યું નહિં તેથી ત્યાંથી ગોકુળ, મથુરાં તથા કાશી ગયો. કાશીમાં બ્રહ્માનંદ સ્વામી પાસે વેદાંતના ગ્રંથ શીખ્યો. ત્યાર પછી પાછો અમદાવાદ આવ્યો.

અખ્ખાની કવિતા બ્રહ્મજ્ઞાન તથા વેદાંત વીશે છે. એની ભાષા કઠણ છે. સાધારણ ગુજરાતી ભણેલાને સમજવી મુશકેલ છે. એ જાતે જાણતો હતો કે એની ભાષા સારી નથી તે નીચેની લીટીથી માલમ પડે છે. " ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર." એના વખતમાં વલ્લભાચાર્યનો સંપ્રદાય લોકોમાં ઘણો દાખલ થયો હતો. એ પંથમાં અનાચાર ચાલવા માંડયો તેથી ખરો ધર્મ શું તે બતલાવવાની એને જરૂર જણાઈ. અખ્ખાના છપ્પાઓ લોકોને ઉદ્દેશીને લખેલા છે અને તેથી પ્રસિદ્ધ છે. અખ્ખાનો મુખ્ય હેતુ એના વખતમાં મનાતા ખોટા ધર્મોના મતો ખંડન કરવાનો તથા ખરો ધર્મ શું છે તે બતલાવવાનો હતો. ગુરૂ કેવો જોઇએ એ વીશે એણે વિસ્તારથી કહ્યું છે. એ સોની હતો ને ભણેલો નહિં હતો તે છતાં આવો જ્ઞાની થયો એટલા માટે સ્તુતિપાત્ર છે. વેદાંતમતના વિદ્વાનો એની કવિતાને ઘણું વજન આપે છે.

નર્મદાશંકર કહે છે: " અખ્ખાએ જે વેદાંત લખ્યો છે તે કવિને લખવાના વિષયને યોગ્ય નથી. તેમાં કવિતારસ થોડો છે. અખ્ખાને જ્ઞાન દાખલ ઘણું માન છે પણ કવિ દાખલ તો એ બીજા વર્ગમાં આવે છે."

અખ્ખો પોતે કહે છે:—

" જ્ઞાનીને કવિમાં ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ. "

એણે પંથવાળાઓની, ઢોંગી સાધુની તથા ખોટા અજ્ઞાન ગુરૂની સજ્જડ ટીકા કરી છે. શંકરના વેદાંતનું એને સારૂં જ્ઞાન હતું. સંસારમાં કોઇ કોઇનું નથી, માયા બધી જુઠી છે તથા પરબ્રહ્મજ સદાનો સાથી છે એ દૃષ્ટાંતોથી સાબિત કરી આપ્યું છે. એણે હરિ તથા હરિજનને સેવવાનો બોધ કીધો છે. એની કવિતાની કેટલીક લીટીઓ ગુજરાતમાં કહેવત તરીકે થઈ ગઈ છે. જેવી કે:—

" ઓછું પાત્ર ને અદકું ભણ્યો, ને વઢકણી વહુએ દીકરો જણ્યો. "

તથા—

" કથા સુણી સુણી ફુટયા કાન, તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન. "

એની નીચેની બે લીટીઓ Pope ની લીટીઓનું સ્મરણ કરાવે છેઃ-

"ગુરૂ થા તારો તું જ, નથી કોઈ બીજો ભજવા;
બાહ્ય સુરતને ટાળ્ય, પાળ્ય અંતરમાં સેવા."

કવિતાની વ્યાખ્યા ઉપર કહી છે તે પ્રમાણે જોતાં અખ્ખાની કવિતા ઉચ્ચા પ્રકારની કહી શકાય નહિં, કેમકે વેદાંત જેવા વિષયની ખરેખરી સારી કવિતા થઈ શકે નહિં. અખ્ખાને ગુજરાતના Dryden ની ઉપમા આપી શકાય. અખ્ખાએ પણ Dryden પઠેમ ભાષારચના પર લક્ષ આપ્યું નથી.

એના મુખ્ય ગ્રંથો નીચે પ્રમાગે છેઃ—

| | |
|---|---|
| અખ્ખે ગીતા; | ચિત્ત વિચાર સંવાદ; બ્રહ્મલીલા. |
| અનુભવબિંદુ; | પરમ પદ પ્રાપ્તિ; |
| કૈવલ્ય ગીતા; | પંચદશી તાત્પર્ય. |

**પ્રેમાનંદના શિષ્યો; વલ્લભ; રત્નેશ્વર; વીરજી; સુંદરદાસ.**

હવે પ્રેમાનંદના શિષ્યોની કવિતા બાબત બોલીએ. પ્રેમાનંદના મુખ્ય શિષ્ય ચાર હતાઃ-એનો પુત્ર વલ્લભ, રત્નેશ્વર, વીરજી અને સુંદર. પ્રેમાનંદના પુત્ર વલ્લભે તથા એના શિષ્યોએ પ્રેમાનંદના કહેવાથી જુદા જુદા વિષયો પર કવિતા લખેલી છે. પણ તેમાંની કેટલી ઉચ્ચા પ્રકારની નહિં તેથી પ્રસિદ્ધિમાં આવી નથી. વલ્લભને હીંદી ધાટી પર કવિતા કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. એણે નવે રસ પર નવ ગ્રંથ લખ્યા છે તથા અલંકાર શાસ્ત્ર તથા પિંગળ રચ્યાં છે. એણે નાટકો, આખ્યાનો અને કથાઓ પણ લખી છે. વલ્લભની પાંડવવિષ્ટિની હીંદી કવિતા વાંચીને પ્રેમાનંદને ઘણો આનંદ થયો હતો. વલ્લભે યક્ષપ્રશ્નોત્તરમાં કરૂણા રસ ચિત્તવેધક રીતે વર્ણવ્યો છે, તથા વન તથા નૈસર્ગિક લીલાનું વર્ણન સરસ ભાષામાં કર્યું છે. એની કવિતા શબ્દ રચના તથા ચાતુર્યથી ભરેલી છે.

પ્રાચીન કાળમાં ચરિત્ર લખવાનો રિવાજ નહિં હતો તેને લીધે પ્રખ્યાત કવિઓની જીવન કથા જાણવાને મુશ્કેલી પડે છે. વલ્લભે પ્રેમાનંદ કથામાં પોતાના પિતાની જીંદગીનું ચરિત્ર આપ્યું છે તેથી પ્રેમાનંદ બાબત આપણને ઘણી હકીકત મળી આવી છે. એના મુખ્ય ગ્રંથો નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| કુંતી પ્રસન્નાખ્યાન. | મિત્રધર્માખ્યાન. |
| દુ:શાસન રૂધિર પાન આખ્યા. | યક્ષપ્રશ્નોત્તર. |
| વલ્લભ ઝઘડો. | યુધિષ્ઠિરવૃકોદર સંવાદ. |
| પ્રેમાનંદ કથા. | |

વલ્લભની શબ્દચાતુર્ય વાપરવાની કેવી ખૂબી હતી તે દુ:શાસનરૂધિર-પાનમાંની નીચેની લીંટીઓથી માલમ પડશે:—

દ્રૌપદી શોચત શોચત શિબિર,
આવત એવી તજી ભીમ તંદ્રા;
માનિની મંજુલ મોહિની સોહિની,
કયાં ગઈ સ્વામી ધરી ભર નિદ્રા.
ચાતક ચિત્ત સુમિત્ત મણીવતી,
કૃષ્ણ સરૂપ મુખાકૃતિ ચંદ્રા;
ચાલ મરાળ સુભાળવતી ભલ,
વલ્લભ રીઝવ કંથ કવીન્દ્રા.

**રત્નેશ્વર.** રત્નેશ્વર, પ્રેમાનંદનો શિષ્ય, ડભોઇમાં જન્મ્યો હતો. એ જાતે શ્રીમાળી બ્રાહ્મણ હતો. એને પ્રેમાનંદે મરાઠી જેવી કવિતા કરવાનું સોંપ્યું હતું. એણે રામાયણ તથા મહાભારતના થોડા ભાગના સંસ્કૃતમાંથી તરજુમા કર્યા છે. એણે તુકારામાદિ મરાઠી કવિઓની ધાટી પર કવિતા કરી છે. એણે મોરોપંત જેવી આર્યાઓ પણ કરી છે. એના મુખ્ય ગ્રંથો:—

શ્રીમદ્ ભાગવત, અશ્વમેધ, લંકાકાંડ, આત્મવિચાર ચંદ્રોદય તથા પરચુરણ પદો—

**વીરજી.** પ્રેમાનંદનો ત્રીજો શિષ્ય વીરજી હતો એને ઉરદુ, ફારસી વગેરે ભાષાઓમાં ઉટાંગ વાતો લખાય છે તેવી વાતો કવિતાબદ્ધ લખવાનું કામ પ્રેમાનંદે સોંપ્યું હતું. એનાં મુખ્ય કાવ્ય સુરેખાહરણ છે તથા કામાવતીની કથા છે.

**સુંદર.** પ્રેમાનંદના ચોથા શિષ્ય સુંદરદાસને સંસ્કૃતની પૌરાણિક ધાટીની કવિતા કરવાનું સોંપ્યું હતું. એણે પ્રેમાનંદનો અધુરો દશમસ્કંધ પુરો કર્યો હતો.

આ અરસામાં રતનજી નામનો બાગલાણનો વલી કવિ થઈ ગયો છે. તેનાં કાવ્યો વિભ્રંશી રાજાનું આખ્યાન તથા દ્રૌપદીચીરહરણ છે.

બીજો કવિ દેવીદાસ સોજીત્રાનો ગાંધર્વ થઈ ગયો છે. એની કવિતા સ્ત્રીઓમાં ઘણી ગવાય છે. એનું કાવ્ય રૂકિમણીહરણ છે.

**અરાઢમી તથા ઓગણીસમી સદીના પહેલા ભાગના કવિઓ.**

**દયારામ, ગિરધર, ધીરો, નીરાંત, ભોજો, પ્રીતમ.**

અરાઢમી સદીમાં તથા ઓગણીસમી સદીના પહેલા ભાગમાં બે વર્ગના કવિઓ થઈ ગયા છે. પહેલો વર્ગ વૈશ્નવ કવિઓનો અને બીજો વર્ગ ભક્તજ્ઞાની કવિઓનો. પહેલા વર્ગમાં દયારામ તથા ગિરધર અગ્રેસર છે. બીજામાં ધીરો, ભોજો, નીરાંત, પ્રીતમ મુખ્ય છે. બન્ને વર્ગની કવિતામાં ભક્તિ છે પણ પહેલા વર્ગની કવિતામાં ભક્તિ પ્રધાનપણે છે ને જ્ઞાન તથા બોધ ગૌણ તરીકે છે. ત્યારે બીજા વર્ગની કવિતામાં જ્ઞાન અને ભકિત બન્ને સમાન ભાગે છે.

**દયારામ.**

દયારામ ચાણોદમાં જન્મ્યા હતા તથા જાતે સાઠોદરા નાગર બ્રાહ્મણ હતા. એમનું નામ ગુજરાતમાં સ્ત્રી પુરૂષને જાણીતું છે. એ ગુજરાતના પહેલા વર્ગના કવિઓમાંના એક છે. નવલરામ કહે છે; "પહેલા વર્ગના બીજા ભક્ત કવિ દયારામને ભોળા લોકો નરસિંહ મેહેતાનો અવતાર ગણે છે. બન્નેની કવિતા એકજ જાતની પણ દયારામની વધારે સારી. દયારામ એના શૃંગારને માટે ઘણો વખણાય છે." શૃંગારરસની એમની કવિતા ઘણા ઉંચ્ચા પ્રકારની છે. પ્રેમાનંદ કરતાં પણ કેટલે અંશે એની શૃંગારની કવિતા સારી છે એમ કહેવું પડે. ફક્ત ફેર એટલોજ છે કે દયારામનો શૃંગાર રસ કેટલે ઠેકાણે ઘણો ઉઘાડો છે ને પ્રેમાનંદનો હદની અંદરનો છે. દયારામની શૃંગાર રસની કવિતા માટે હજુ પણ કેટલા Puritan લોકો વાંધો કાઢે છે. પણ એમની કવિતા તથા ભાષા ઉંચ્ચા પ્રકારની છે એ હવે સર્વમાન્ય થયું છે. એમની ગરબીઓ ગુજરાતમાં સ્ત્રી તથા પુરૂષો આનંદથી તથા ભક્તિભાવથી ગાય છે. શૃંગાર રસની કવિતા શિવાય એમણે નીતિનાં તથા વૈરાગ્યનાં ઘણાં પદો લખ્યાં છે. એમની ખરી ખૂબી તો એમની શુદ્ધ તથા રસથી ઉભરાઈ જતી ભાષાની છે. એમની ભાષામાં કિલષ્ટતા તો બીલકુલ મળેજ નહિં. એમને જે કહેવું હોય

છે તે એવી સરસ રીતે તથા સુંદર ભાષામાં કહે છે કે એમની કવિતામાં આપણે તલ્લીન થઈ જઈએ છીએ.

દયારામ ખરા વૈષ્ણવ હતા એટલે કૃષ્ણની લીલાનું વર્ણન કરે એ સ્વાભાવિક છે. ગુજરાતના ઘણા કવિઓએ કૃષ્ણની લીલાનું તથા કૃષ્ણપ્રેમ તથા ભક્તિનું વર્ણન કર્યું છે પણ નરસિંહ મેહેતા, દયારામ, પ્રેમાનંદ તથા મીરાંબાઈની એ સંબંધી કવિતા આગળ બીજાની કવિતા નિર્માલ્ય જેવી લાગે છે. કૃષ્ણલીલાનો સર્વોપરી ચિતાર જે ઉપલા ચાર શ્રેષ્ઠ ભક્તોએ આપ્યો છે તેમાં પણ સૌથી શ્રેષ્ઠ નરસિંહ મેહેતા તથા દયારામનો છે. દયારામ તથા નરસિંહ મહેતાની રાસલીલાની કવિતા વાંચીએ છીએ ત્યારે આપણી નજર આગળ આબેહૂબ ચિત્ર ખડું થાય છે તે પરથી એમ કહ્યા વિના ચાલતું નથી કે એમણે રાસલીલાનાં માનસિક દૃષ્ટિથી દર્શન કર્યાં હોવાં જોઈએ. કૃષ્ણભક્તિમાં એ એટલા તલ્લીન હતા તથા એમની ભક્તિ એવી સ્વચ્છ, અનવચ્છિન્ન તથા પૂર્ણ હતી કે કૃષ્ણ તથા ગોપીઓનો રાસ જે એમણે પોતાની માનસિક ઇંદ્રિયવડે કલ્પ્યો હતો તે નરી આંખે એમણે પ્રત્યક્ષ કર્યો હોય તથા બીજા ભક્તોને તેનો ચિતાર બતલાવતા હોય એમ આપણને લાગે છે. ત્યાર વિના આવી રસથી ઉભરાઈ જતી, શુદ્ધ તથા મનોવેધક કવિતા શી રીતે થઈ શકે? દયારામનો રાસપંચાધ્યાયીનો ગરબો સરસ કવિતાનો નમુનો છે તથા રાસનો પૂર્ણ ચિતાર આપે એવો છે.

બૃહત્ કાવ્યદોહનમાં દયારામનું જીવન લખનાર કહે છે.—"દયારામની કવિતાના ત્રણ ભાગ થઈ શકે છે. નીતિ, જ્ઞાન, વૈરાગ્ય. આ ત્રણેમાં શૃંગારની કવિતા ઘણી ઓછી છે ને જ્ઞાન વૈરાગ્યની કવિતા પુશકળ છે. દયારામનો શૃંગાર ખુલ્લો છે પણ હલકી પંક્તિનો નથી. શાંત રસમાં દયારામને છેકજ આંજી જાય તેવા ગુજરાતી ભાષામાં ઘણા થોડા છે. કવિ નર્મદાશંકર ગુજરાતી કવિઓના વર્ગ પાડતાં, પ્રેમાનંદને પ્રથમ, સામળને બીજો ને દયારામને ત્રીજો મુકે છે. જેટલા ગ્રંથો દયારામના ને સામળના પ્રગટ થઈ ચુક્યા છે તે પરથી આ વર્ગણી યોગ્ય નથી. પણ સામળને દયારામ બન્નો સમાન પંક્તિના ગણી શકાય. કલ્પના શક્તિમાં સામળ દયારામને હઠાવે, પણ રાસલીલામાં દયારામ સામળને ટકવા દે જ નહિ.........પદલાવણ્યમાં, ભાષામાધુર્યમાં, સરળ શબ્દયોજનામાં દયારામનું કાવ્ય લોકપ્રિય છે, વિદ્વાનો માન્ય કરે તેવું છે, અને સામળનું કાવ્ય અભણ થોડું શીખે-

લાને આનંદ આપે તેવું છે.........નાયકનાયિકાનો ઉંચો અને પ્રાચીન પદ્ધતિનો શૃંગાર વર્ણવવામાં દયારામ જેવો બીજો કવિ ગુજરાત ભૂમિમાં થયો નથી. પ્રેમીલા ભક્તિભાવમાં લીન થએલાઓ એનાં પદો જેટલી હોંસથી ગાય છે તેટલી હોંસથી બીજા કવિનાં ગાતા નથી.........કૃષ્ણને ઇષ્ટદેવ માનીને, જે પ્રેમથી એણે શૃંગાર ગાયો છે તેમાં કંહી કંહી હદ વાળી છે, ને મનસ્વી તરંગોએ અવિનીત વર્તીને જે સત્ય ભાસ્યું, પ્રેમમગ્નાવસ્થામાં જે શ્રેષ્ઠ ભાસ્યું, તે એ નિડરપણે વર્ણવ્યો ગયો છે.........કવિતા લખવાનો ઉભરો આવતો ત્યારે એ લખતો ને તેમાં રસાલંકારયુક્ત કવિત્વ આણવા કરતાં, પ્રેમના ઉભરામાં જે અર્થપ્રાય મનમાંથી નિકળી જતું તેજ એ લખતો હતો. ગુજરાતી ભાષાના શબ્દ ભંડારમાં, દયારામના કાવ્યમાંથી નૂતન શબ્દો મળશે તેવા બીજામાંથી મળશે નહિં. દયારામની કવિતા ગુર્જરગિરાને ગુર્જરી પ્રદેશમાં મોહોરા રૂપ છે, અને જો કે દયારામ પ્રથમ વર્ગમાં પ્રથમ પંક્તિનો કવિ નથી, તથાપિ એની વાણી આપણી ગુજરાતી ભાષાનું ભૂષણ રૂપ સુંદર અંગ છે."

ઉપલો ઉતારો સવિસ્તર કરવાનું કારણ એ છે કે મારા ધારવા પ્રમાણે દયારામની કવિતાનું યથાર્થ રૂપ એમાં આપ્યું છે. કવિ નર્મદાશંકરે સં. ૧૯૬૫ માં દયારામની કવિતા વીશે જે વિચાર દર્શાવ્યા હતા તે સં. ૧૯૭૪ ની નર્મગદ્યની આવૃત્તિમાંથી કાઢી નાંખેલા છે. એના વખતમાં દયારામના સઘળા ગ્રંથો બહાર આવ્યા નહિં હતા તેથી નર્મદાશંકરે એવા અભિપ્રાય બાંધ્યા હશે; કવિ નર્મદાશંકર કહે છે:—"દયારામનું શૃંગારકાવ્ય જો કે ઘણું સારૂં છે, તોપણ ઘણી ઉંચી પંક્તિનું નથી. શૃંગારરસની જ વાત કરીએ, જેમાં દયારામ શ્રેષ્ઠ કહેવાય છે તેમાં પણ એ કવિ પ્રેમાનંદ કરતાં નીચો બેસે છે.........શૃંગારને વ્યભિચારી કરી દયારામે લોકની નીતિમાં બગાડ કર્યો છે અને પોતાના નામને કાળો ડાઘ લગાડયો છે. એ કવિતા સદાચારણી સ્ત્રીપુરૂષોને વાંચવા જોગ નથી. રાધાકૃષ્ણ તથા કહાન-ગોપીઓને પાત્ર બનાવી તેને ધર્મરૂપ ધારણ કરાવ્યું છે પણ એમાં તેની લુચ્ચાઈ ઝટ પકડાઈ જાય છે. એની ગ્રંથરૂપ ગુજરાતી કવિતામાં ઉંચી પ્રતિની કાવત્વશક્તિ દેખાતી નથી." કવિ નર્મદાશંકર જેમણે દયારામ-કૃત કાવ્યનો ગ્રંથ બહાર પાડયો હતો, તેમનો દયારામની કવિતા તથા કવિત્વશક્તિ વીશે આવો અભિપ્રાય શી રીતે બંધાયો એ અજાયબની

વાત છે. શૃંગાર રસની એમની કવિતા ઉત્તમ છે એમ એમના બધા ગ્રંથો જોયા પછી કોણ કબુલ નહિં કરે?

દયારામની દાણલીલાની તથા બીજી પરચુરણ કૃષ્ણ રાધિકા તથા ગોપીઓના પ્રસંગની ગરબીઓ ઘણાંખરાંને જાણીતી છે. બે વર્ષપર મારા મિત્ર રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ આ વ્યાખ્યાન માળામાં એક વ્યાખ્યાન આપ્યું હતું અને તેમાં દયારામની ગરબીઓના કેટલા ઉત્તમ નમૂના વાંચી બતલાવ્યા હતા, એટલે શૃંગાર રસની એની ઉત્તમ કવિતાના નમુના હું આપતો નથી. એમની નીતિ તથા ભક્તિ વીશે જે કવિતા છે તેમાંના કેટલા નમુના હું નીચે આપુંછું:—

### પદ ૧. રાગ દેવગાંધાર.

મૂરખ તને કૃષ્ણ કહેતાં શું બેસે નાણું;
મિથ્યા લવરી કરે મન માની, નહિં તેનું ઠામ ઠેકાણું. મૂરખ.
દામનું કામ નહિં, નહિં પરિશ્રમ, ગાતાં ગોવિંદ ગુણ ગાતું;
કિંચિત્ શ્રમ ને લાભ ઘણેરો, નહિ કોઈ એહ સમાણું રે. મૂરખ.
... ... ... ... ...

### પદ ૨. રાગ બિલાવર.

કોણ જન્મ્યું એવું જગતમાં, જેને માયા નવ વળગી;
કૃપા કરી કૃષ્ણે તારીયા તેથી કીધી છે અળગી.
... ... ... ...

### પદ ૩.

શ્રી ગિરિવરધારી, તમારી અકળ ગતિ અલબેલા;
મતિ મતિપતિ હારી, જેના ચતુર સરવ છે ચેલા. ટેક.
ત્રણ આવરણ ભેદી, જળ શ્રીફળમાં ક્યાં આવે;
મહા પંડિતની મેધા થાકી, પરને શું સમજાવે. ટેક.
... ... ... ... ...
કૌતુક રૂપ કૃષ્ણલીલા સહુ, કહેતાં પાર ન આવે;
દયો કહે ગાતાં અઘ નાસે, ઉર આનંદ ઉપજાવે.
... ... ... ... ...

### પદ ૪. રાગ કાફી.

ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમાં પડયો;
મનુષ્ય દેહ રૂપી રે, ખોયો મણિ હાથે ચડયો. ફૂલ્યો.
ડાહ્યો થઇને દુનિઆમાં ફર્યો તું, તેણે સર્યું શું તારૂં કાજ;
શે નવ જાણે જાવું પલકમાં, ત્યાંહાં કયમ કરી રહેશે લાજ;
ડાપણ તારૂં ત્યારે રે, જ્યારે ના જમ હાથે ચઢયો. ફૂલ્યો.
... ... ... ... ... ...

### પદ ૫. રાગ કેદારો.

કર્મરેખા ટાળી કોઇથી ટળતી નથી,
હરી ટાળે તો ટળે નરતી સારી;
ઇચ્છાબળ આગળ અદૃષ્ટ અળગું રહે,
ના થવાનું કરે ગિરિવરધારી.
... ... ... ...

### પદ ૬. રાગ કેદારો.

મહા કષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોને મળ્યા,
ચારે યુગના જૂઓ સાધુ શોધી:
વહાલ વૈશ્ણવ વિશે વિરલાને હોય બહુ
પીડનારાજ ભક્તિ વિરોધી.
... ... ... ... ...

છે કથન માત્ર એ પાપ ને પુણ્ય એ,
નચવ્યું નંદકુંવરનું જગત નાચે,
દયા પ્રિતમ રૂચિ વિના પત્ર હાલે નહિં,
પણ ન ભાગે ભ્રમણ મન કાચે.
... ... ... ... ... ...

### પદ ૭. રાગ આશાવરી.

શ્રીમુખ બોલ્યા શ્રીહરી, હોય જેને અતિશે અનુગ્રહ મારોરે;
તેને અહીં સ્વપ્ને પણ સુખ નહીં, મૂળથી એ મારો ધારો રે. ૧

મહાવ્યાધી તેનું તન પીડે, પરદેશે ભટકાવું રે;
સુહૃદ બંધુ વિક્ષેપ કરાવું, વિનતી ન મનમાં લાવું રે. ૨
... ... ... ... ... ...

### પદ ૮. રાગ સારંગ તથા લલિત.

શોચો શીદ શાણા, ભાવી સર્વને ભૂલાવે;
જ્ઞાની મૂર્ખ સમાન તદા, સૌ નાચે જેમ નચાવે. શોચો.
... ... ... ... ...
કર્મ, કાલ, ગ્રહ, મન, સ્વભાવ, જીવ, ભાવી ભવિષ્ય વખાણે;
એ સર્વનું કારણ સાધુ, ઇશ્વિર ઇચ્છિા જાણે રે. શોચો.
વિવેક રાખી પ્રમાણ પંથમાં, ડગલું ભરવું જોઇ;
તદ ઉપરાંત બને તે ભાવી, ઘેલું કહે નહિ કોઇ રે.
વિવેકથી ભાવી ન મટે પણ, મન પસ્તાવો લાગે;
દયા પ્રીતમ શ્રીકૃષ્ણ ભજનમાં, ભ્રમે ન ટળે મન લાગે રે.
... ... ... ... ... ...

### પદ ૯. રાગ ગુર્જરી.

અતિ દુર્લભ વસ્તુ મળે સહજે, જ્યારે કૃપા શ્રીકૃષ્ણ કરે;
કોટિ પ્રયાસ કરો વણ કરૂણા, શ્રમ ફલ અર્થ ન એકુ સરે.–ટેક.
પરમ પ્રેમ ગોપીજન સહજે, જે થકી વશ વ્રજરાય થયારે;
તેવો પ્રેમ શ્રી શેષ સદાશિવ, બ્રહ્માદિક પણ નથીજ લહ્યારે. ટેક.
... ... ... ... ... ... ...
વેદ વિરૂદ્ધ કુંતિ સુધ કીધાં, વણ સાધન, હરિ વહાલારે;
હરિ પ્રસન્ન તો સહજ સુગમ સહુ, તે વિણ શ્રમ સહુ ઠાલારે.
... ... ... ... ... ...
તદપિ દાસને શ્રીગુરૂ આજ્ઞા, પ્રમાણ પગલું ધરવું રે,
બુદ્ધિ પ્રેરક પ્રિતમ દયાના, તેનું સ્મરણજ કરવું રે.
... ... ... ... ... ...

### પદ ૧૦.

અકલ અટપટી લીલા મારી, કશું કહ્યું નવ જાયે રે;
કેટલાંક જનને ચલવું અનીતે, તદપિ ન દુખિ તે થાયે રે.

કરૂં ન થવાનું, થતું મટાડું, હું તંત્ર સહુ ભાતે રે;
તદપી નિજ જન અહિત કદાપિ, નાજ કરૂં કોઇ વાતે રે.
મુજ ઇચ્છા નહીં શાસ્ત્ર નિયામક, મુને ગમ્યું તે ન્યાય રે;
દુકૃતિ ભક્ત કદી નિજ રૂચિયાનું, અવળું સવળું થાય રે.
હું સર્વજ્ઞ કાલકર્માદિક, મુજાધીન લો જાણી રે;
દયા પ્રીતમ કહે શ્રીવલ્લભજન, નહિં દુભવું ધ્રુવ વાણી રે.

... ... ... ... ... ...

દયારામની ઉત્તમ કવિતાના મુખ્ય ગ્રંથો નીચે પ્રમાણે છે. એમણે બધા મળી ૪૦ ગ્રંથ ગુજરાતીમાં લખ્યા છે તથા એટલાજ હીંદુસ્થાનીમાં લખ્યા છે:—

ગુજરાતી ગ્રંથો:—રસિક વલ્લભ; અજામિલાખ્યાન; પ્રબોધબાવની; પ્રશ્નોત્તરમાલિકા; શ્રીહરિભક્ત ચંદ્રિકા; રૂક્મિણી વિવાહ; દશમલીલા; રાસ પંચાધ્યાયી; ષડ્ઋતુ વર્ણન; મનમતિ સંવાદ; ઓખાહરણ વગેરે.

હીંદુસ્થાની ગ્રંથો:—શતસૈયા; પુષ્ટીપથ રહસ્ય; પિંગળ સાર વગેરે.

**ગિરધર.** ગિરધર કવિ વડોદરાના પાદરા તાલુકાના માસર ગામમાં સં. ૧૮૪૩ માં જન્મ્યો હતો ને સં. ૧૯૦૮ માં મરણ પામ્યો હતો. એ જાતે દસા લાડ વાણીઓ હતો. એ વલ્લભવિજય નામના ગોરજી પાસેથી સંસ્કૃત તથા હિંદુસ્થાની શીખ્યો હતો. વડોદરાના રાધાવલ્લભી સંપ્રદાયના મહારાજ રંગીલાલ જોડે ગોકુળ મથુરાંની જાત્રા ગયો હતો. એની ભાષા સરળ તથા શુદ્ધ છે. એણે રામાયણ તથા મહાભારતમાંથી પ્રસંગો લઇને ઘણી સરસ કવિતા બનાવી છે; એણે પણ કૃષ્ણલીલાનું વર્ણન કર્યું છે. એનાં વર્ણન સાદી ભાષામાં હોવાથી જેનું વર્ણન કરે છે તેનો ચિતાર સ્હેલાઇથી આપણી આગળ ઉભો થાય છે: એનાં વર્ણન કેટલે ઠેકાણે ઘણાં બારીક હોવાને લીધે કંટાળો આપે એવાં છે. એનાં રામાયણ, અશ્વમેધ, રાજસૂયયજ્ઞ, કૃષ્ણચરિત્ર તથા તુલસીવિવાહ મુખ્ય ગ્રંથો છે. વિશેષ કરીને રામાયણ તથા રાજસૂયયજ્ઞ ખાસ વાંચવા લાયક છે. પાંડવો કુરૂક્ષેત્રની લડાઇમાં જીત્યા તથા ધર્મરાજા ગાદીએ બેઠા પછી પોતાનું ચક્રવર્તીપણું જાહેર કરવા એમણે રાજસૂયયજ્ઞ કીધો હતો. તે વખતે પાંડવોએ ઇંદ્રપ્રસ્થમાં

(હાલના દીલ્હીમાં) જે સભા ભરી હતી તથા તે માટે જે મોટો ગંજાવર મંડપ કીધો હતો તથા તેમાં હીંદુસ્થાનના તથા બીજા દેશના અનેક રાજાઓ હાજર થયા હતા એ બધાનું ગિરધરે બહુજ સરસ વર્ણન કર્યું છે. *હાલમાં આવતા જાન્યુઆરીમાં દીલ્હીમાં રાજ્યાભિષેકનો દરબાર ભરાવવાનો છે તેની તૈયારી થવા માંડી છે તથા કેવી ગંજાવર છે તે આપણે વર્તમાન પત્રો પરથી જાણીએ છીએ. એવીજ રીતનો મહાન સમારંભ અસલના વખતમાં ધર્મરાજાએ કર્યો હતો તેનું વર્ણન રાજસૂયયજ્ઞમાં કર્યું છે તે વાંચવાની ભલામણ કરૂં છું.

એની હીંદુસ્થાનીમાં કવિતા પણ સારી છે, હીંદુસ્થાની કવિતાનો નમુનો.

( ૧. )

કરતહે કુટિલકો કરમ ખલકો સદા,<br>
પર ત્રિયા પ્રીત જ્યો વાર મીના;<br>
આપકું બોજ ઓર મેલ ધોયા નહિ,<br>
ક્યા હુઆ નાથકે છાપ દીના;<br>
ગ્યાન બિચારકે ગુરૂમુખ નહિ ભયા,<br>
ચિત્ત નહિ આતમા તત્વ ચીના;<br>
અંતકો શુદ્ધ નહિ આદકી બુદ્ધ નહિ,<br>
ક્યા હુઆ બેઠ કીર્તન કીના;<br>
આપકે કાજ ઓરનકુ દુઃખ દેતહે,<br>
ક્યા હુઆ ભક્તાકા નામ લીના;<br>
દાસ ગિરિધર કહે સકલ બોજા વહે,<br>
જો નહિં રામકે રંગ ભીના.

( ૨. )

માયા એસી મોહની, મોહ્યા સબ સંસાર,<br>
કહે ગિરિધર ગુનવંત, બચે કોઈ રાની જાયા.

---

* આ નિબંધ મુંબાઇની હિંદુ યુનિયન કલબ તરફથી આપતાં હેમંત વ્યાખ્યાનમાળામાંના એક વ્યાખ્યાન તરીકે ૧૯૦૦ માં વંચાયેલો હતો, તે સમયનું આ લખાણ છે.

( ૩. )

સંસારીકો સુખ જરો, ચિત્ત ચિંતા રહી લાગ;
જ્યું લુહારકી સાનસી, છિન પાની છિન આગ;
છિન પાની છિન આગ, અભાગી નહિ સુખ પાવે;
ઓહોત મનોરથ કરે, અંત સબ નિષ્ફળ જાવે;
કહે ગિરિધર દુઃખરૂપ, ગુલામ ભયો નારીકો;
ચિત્ત ચિંતા રહી લાગ, જરો સુખ સંસારીકો.

( ૪. )

ચટકાવે ક્યોં મોજડી, મટકાવે ક્યોં અંગ;
દો દિનમે ઉડ જાયગો, જેસો રંગ પતંગ;
જેસો રંગ પતંગ, દેહકો ગરવ ન કીજે;
અંતે હોવે ખાખ, દેખ ક્યોં મૂરખ રીઝે;
કહે ગિરિધર ગુણવંત, રતન શીલા પટકાવે,
અંધા દેખ બિચાર, મોજડી ક્યોં ચટકાવે.

( ૫. )

મત હોવે બૈરાગી રે, બૈરાગ કઠન હે,
ભેખ લિયે કછુ અરથ ન સરે, બિન હરિપદ અનુરાગીરે;
સંગ્રહ કરત અશાશ્વત સુખકો, મુખસે કહત હમ ત્યાગી,
જ્ઞાન પ્રબોધ કરત ઓરનકું, અંતર વિષે ધુની લાગી.

**ભક્ત કવિઓ.** હવે આપણે ઓગણીસમી સદીના પહેલા ભાગમાં જે ભક્ત કવિઓ થઈ ગયા છે તેમની કવિતા કેવી હતી તે વિશે વિવેચન કરીએ.

**ધીરો.** ધીરો ભક્ત સં.૧૮૧૦ના આસરામાં જન્મ્યો હતો અને સં.૧૮૮૧ માં મરણ પામ્યો હતો. એ જ્ઞાતે ભાટ હતો ને સાવલી નજદીકના ગોઠડા ગામમાં રહેતો હતો. ધીરો શુદ્ધ દ્વૈત મતનો હતો. એની કવિતા સેહેલી અને જ્ઞાનથી ભરપૂર છે. એણે ઘણે ભાગે

આત્મબોધ, જ્ઞાન, નીતિ તથા ભક્તિ ઉપરજ કવિતા કરી છે. એની કાફીઓને માટે એ ખાસ કરીને જાણીતો છે. રા. રા. હરગોવનદાસ કાંટાવાળા લખે છે "ગુજરાતીમાં પ્રભાતિઆં નરસિંહ મેહેતાનાં, છપ્પા સામળ કે અખ્ખાના, ચાબખા ભોજા ભક્તના, ગરબીઓ દયારામની અને કાફી ધીરા ભક્તના બાપની કહી શકાય." એના વખતમાં છાપખાનાં, ટપાલ તથા કવિતા પ્રસિદ્ધ કરવાનાં સાધન નહિં હતાં તેથી પોતે જે નવીન કવિતા કરતો તે આઘાના લોકો પણ જાણે તેને માટે એણે યુક્તિ કરેલી તે જાણવા લાયક છે. એ મહી તથા નર્મદામાં સ્નાન કરવા ઘણું જતો ત્યારે એક તુંબડામાં કે વાંસમાં પોતાની કવિતા કાગળપર લખીને તેમાં મુકતો જેથી જ્યાં એ તણાતાં જાય ત્યાંના લોકો એની કવિતા જાણી શકે.

એણે છુટક ગરબીઓ તથા પદો પણ ઘણાં લખ્યાં છે. ભક્ત એ નામ કરતાં એને જ્ઞાની કવિ એ ઉપનામ આપ્યું હોત તો વધારે સૂચક થાત. એણે સાધારણ દૃષ્ટાંતો આપીને વેદાંત જેવા વિષયને સાધારણ માણસ સમજી શકે એવી ભાષામાં સમજાવ્યો છે. વેદાંત જેવા વિષયને કવિતામાં મુકવો એટલે કવિતામાં કિલષ્ટતા આવે અને તેથી ઉત્તમ પ્રકારની તે કવિતા કહેવાય નહિ. પણ કોઈ માણસ ખરો ભક્ત તથા ધાર્મિક હોય ને વેદાંતનો અભ્યાસ કર્યો હોય તથા તેનુંજ અધ્યયન, મનન તથા નિદિધ્યાસન કર્યા કરતો હોય ને તે જો કવિ હોય તો તેના મનમાં જ્ઞાનના ઉભરા આવ્યા વિના રહે નહિં. એવે પ્રસંગે એ કવિ જે કવિતા કરે છે તે ખરી કવિતા નથી એમ કહી શકાય નહિં. તેજ પ્રમાણે ધીરાની કવિતા પોતાના અનુભવની તથા વેદાંતજ્ઞાનના ઉભરાની છે તેથી એની કવિતા ઉત્તમ છે.

એના પરચુરણ ગ્રંથો, પદો નીચેના વિષય વિશે છે:—મતવાદીનાં પદ, આત્મબોધનાં પદ, જ્ઞાનકક્કાની કાફી; ગુરૂ તથા શિષ્યધર્મનાં પદ, યોગમાર્ગ, પ્રશ્નોત્તરમાલિકા.

એની કવિતાના નમુના.

### (૧) ભૈરવી.

હું તો રંગાયો છું બ્રહ્મરંગમાં,
તે ન જાવું જગતના જંગમાં રે; ટેક.

પ્રીતિ ઉઠી ગઈ ઝવેરીના નંગમાં;
નવ સાર જાણ્યો મેં તો ચંગ મૃદંગમાં રે. ,,
રહ્યો નથી ડર મને કાયાભંગમાં;
પકડી કાઢયો મેં કાળ ફલંગમાં રે.* ,,

## ( ૨ ) કુંડળીઆ.

પાન હલે નહિ હુકમ બીન, હુકમ પ્રીત અરૂ રીત;
હુકમી બંદા જુગ સબી, હુકમ હાર અરૂ જીત.

... ... ... ...

## ( ૩ ) પદ.

પંખીડા પીયુ પીયુ પોકારો,
આ તો ભાઈ ઉતરવાનો આરો રે;
હરિ પદ હૃદે કમળમાં ધારો,
પંખીડા પીયુ પીયુ પોકારો. ટેક.

અલખ લખ ભજન લેહે લાગી,
જાગી જોયું નરનાર રે;
મીરાં કરમાં શબરી ને પૂરી,
એ પળમાં ઉતાર્યા પાર.

... ... ... ...

નાત જાતનો નિયમ નથી ભાઈ
કોણ દાનવ કોણ દેવા રે;
દાસ ધીરા હરિ ધ્યાન ધરે તો,
હરિજન હરજી જેવા.

ઉપરની છેલ્લી કડીમાં ઇશ્વરને મન બધા સરખા છે, નાત તથા જાતના નિયમ ઇશ્વિરની નજરમાં કંઈ નથી, ભક્ત ઇશ્વિર જેવી પદવીએ પહોંચી શકે છે એ સાદી ભાષામાં અસરકારક રીતે કહ્યું છે.

## ( ૪ ) પદ.

તૃષ્ણારૂપી નદી પૂરે ચઢી રે, વેગવાળું અતિ વે'ણુ લખાય;
દુઃખકારી તૃષ્ણા દેખાય છે રે. ટેક.
સંતોષ સુખડના વૃક્ષને રે, મુળમાંથી ઉપાડી વહી જાય. દુઃખ.
ચર્મના બંધનો બાંધિયાં રે, સજ કર્યું શરીર વહાણ.

ધીરાએ હીંદુસ્થાનીમાં પણ ઘણી સરસ કવિતા કરી છે તેના નમુના તરીકે

## ( ૫ ) ખ્યાલ.

દમકા ભરોસા મત કર ભાઈ, સાધન કરંદા સાંઇ;
સાધન કરંદા સાંઈ, મેં વારી જાઉં સાંઈ. ટેક.
પાવ પલકકી ખબર ન જાને, કરે કલકા આશા;
શિરપર જમરા ઝડપ રહ્યા હેં, ન છોડે જંગલ અવાસા. „
હસ્તિ ઘોડા ઓર માલ ખજાના, કોઈ તેરે કામ નહિ આવે;
અચેત હોકર ક્યું બેઠા હે, પિછે તું પસ્તાવે. „
સદ્‌ગુરૂજીકે શરનન જાઇ, જાઇ ચરને શીશ નમાઈ;
આધીન હોકર નિશદિન રહેના, જમકી ત્રાસ મિટાય. „
જો આયા સો જાનેકા ભાઇ, કો રહેનેકા સ્થિર નાહીં;
ધીર સદ્‌ગુરૂ બતાવત સંતો, આખર રહેગી ભલાઈ. „

## ( ૬ ) રાગ વસંત.

ભજ હરકુ મન સ્યાના, આખર મર જાના મર જાના;
કહેતા હેં પર કરતા ક્યું નહિ, મન કરના અભિમાના. ટેક
કોરી કોરી કર મહેલ બનાયા, સાથ ન આવે દાદા નાના. આખર.
અવિચલ નામ રહે કર ભક્તિ, જબ લગ શશિ ઓર ભાના „
સદ્‌ગુરૂ ધીર દાસ તિહારે, સમજ્યો ગુરૂ કે ગ્યાના. „

## (૭) કાફી.

જેને રામ રાખેરે, તેને મારી કોણ શકે;
અવર નવ દેખુંરે, બીજો કોઇ પ્રભુ પખે.

... ... ... ...

( ૮ )

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ;
અજા યૂથમાંહે રે, સમરથ ગાજે સહી. ટેક.

... ... ... ... ...

( ૯ )

ખબડદાર મનસુબારે, ખાંડાની ધારે ચઢવું છે;
હિમત હથિયાર બાંધીરે, સત્ય લડાઈએ લઢવું છે. ટેક.

... ... ... ... ...

પ્રેમ પલાણ ધરી જ્ઞાન ઘોડે ચઢી, સદ્ગુરૂ શબ્દ લગામ;
શીલ સંતોષ ને ક્ષમા ખડ્ગ ધરી, ભજન ભડાકે રામ;
ધર્મ ઢાલ ઝાલીરે, નિર્ભે નિશાને ચઢવું છે. ટેક

... ... ... ... ...

( ૧૦ )

મન તુહી તુહિ બોલે રે, સ્વપ્નાવત તન તારૂં;
ઓચિંતા ઉડી જાવું રે, જયમ દેવતા ને દારૂ. ટેક.
ઝાકળ જળ પળમાં પળી જશે, જેમ કાગળને પાણી;
કાયાવાડી એમ કરમાઇ જાશે, થઈ જાશે ધૂળધાણી.
પાછળથી પસ્તાશો રે, મિથ્યા કરો મારૂં મારૂં. મન.

... ... ... ... ...

( ૧૧ )

ધાહ સુણી ધાજો રે, ધીંગલમલ્લ ધીંગા ધણી;
પ્રભુજી પત પાળો રે, ભાવે ભાળો ભગતા ભણી; ટેક.
હું પતિત તમો પતિતપાવન, હું દીન તમો દયાળ;
હું ચાકર તમો ઠાકર મારા, પ્રભુ પ્રજાતણા પ્રતિપાળ,
સંભાળ લીજે સ્વામી રે, અંતરજામી આશા ઘણી. ધાહ.

... ... ... ... ...

નીરાંત પણ એક ભક્ત તથા બ્રહ્મજ્ઞાની કવિ હતો. એ જાતે તળ-
પદો પાટીદાર હતો. એ સં. ૧૮૯૯ માં મરણ પામ્યો હતો.
**નીરાંત.** એ વડોદરા પાસે દેથાણનો રહીસ હતો. એ દર પુનેમે તુળસી
લઈ ડાકોર દર્શન કરવા જતો હતો. એના શિષ્યો વડોદરા તથા
સુરતમાં રહેતા હતા પણ મુખ્ય શિષ્ય બાપુ સાહેબ ગાએકવાડ હતા જે
પણ બ્રહ્મજ્ઞાની કવિ હતા. એની ભાષા શુદ્ધ છે. એણે હીંદુસ્થાનીમાં પણ
કવિતા કરી છે. એની ઘણી કવિતા શાંત રસની છે. કૃષ્ણભક્તિ તથા
પ્રેમની કવિતા કેટલી છે. હજુ પણ વડોદરામાં એની કવિતા એના શિષ્યો
આનંદથી વાંચે છે. એની બ્રહ્મજ્ઞાનની કવિતા ઉંચા પ્રકારની છે. એની
કવિતાના નમુનાઃ—

### (૧) પદ રાગ કલ્યાણ.

રામ નામ ભજ ભાવ કરીને, મૂકી માન બડાઈ;
વણશી જાતાં વાર ન લાગે, ચેતો ચોંપમાં ભાઇ. ટેક.

... ... ... ... ...

### ( ૨ ) પદ કલ્યાણ.

બાજીગરકા બડા તમાસા, સબ દેખનકું આઈ;
બાજીગરકું કોઈ ના દેખે, ચિત્ત બાજીસે આઈ. બાજીગરકા.

... ... ... ... ...

જડ ચૈતન્યકા એસા ખેલા, અટૂટ ચાલ ચલાઈ;
નીરાંત નામ બાજીગરકા ન્યારા, બાહેર ભીતર પાઇ. ,,

### (૩) પદ રાગ કેદારો.

જોને આપ વિચારી તું વારૂં રે, ભોળા મન ક્યમ ભૂલે;
તારે ઓથે હરિ ઓળવાયારે, ફૂલ વણ શું ફૂલે. ટેક.

... ... ... ... ...

સોવાર તને શું સમજાવું, જોને સંસારમાં શું છે તારૂં રે,
ચાંદો ત્યાં સુધી ચાંદરણું, અંતે છે અંધારૂં રે.

## ( ૪ ) પદ રાગ ધોળ.

મન અળગું ક્યાં અથડાય, બીજો નથી બોલતો;
જોને જાગી તું તારા રૂપને, ખોળી જોતામાં તું રે ખોવાય. બીજો.
તું તો દરિઆમાં લેહેર સમાન છે,
લેહેરી શમતામા સમુદ્ર દેખાય.
તારે ઓથે તું હરિ નથી દેખતો,
કુંડળ ઓથે જ્યમ કનક ઢંકાય.

## ( ૫ )

રામ સમર મન મેરા, અબ તું રામ સમર મન મેરા;
એક દિન અંતે ઉઠ ચલેગો, કોઈ નહિ સાથી તેરા રે. અબ.
અવસર આવો બહુ નહિ આવે, સમજી સમજીને સવેરા;
પંડ પલકમાં પલટ જાયગો, જંગલ હોયગા ડેરા રે. અબ.

## ( ૬ )

સતગુરૂકો સમરન કર લે, ચેત ચેત નર નારી રે;
હરદમ દોરી કાળ હલાવે, પલમે લેગો મારી રે. ટેક.
ઘડી પલકકા નહિ ભરોસા, દિલમેં દેખ વિચારી રે;
આખર એક દિન ઉઠ ચલેગા, મરના શિરપર ભારી રે. „
દો દિન જીવના મૂઢ સમજ લે, અવસર મંગળકારી રે;
મુનસા તેરી આતસબાજી, જરા પલીતા જારી રે. „
જેસા સુપના હે મધરાતી, એસા સુખ સંસારી રે;
નેન ખોલકર દેખ દીવાના, અંતે બડી ખુવારી રે. „
કુંચન સરખી કાયા બની હે, મંજન ખૂબ સમારી રે;
કહે નીરાંત હરિનામ નહિ મુખમે, વા મુખમે રજ ડારી રે. „

## ( ૭ ) પદ.

મન માયા કે મનની માયા, એ તો મોટી આંટી
મનવા રાજા બડા બિરાજે, પકડે ટાલે ઘાંટી. ટેક.

... ... ... ... ...

## ( ૮ ) પદ રાગ આશાવરી.

રામ રસ પીવે સો જન પૂરા, શતમે કોઇ શૂરા. ટેક.
રામ રસ ને પ્રેમ પિયાલા, પાકા પાત્ર ના ફૂટે;
આપ પીએ ઔરનકુ પીલાવે, તલભરતામેં નવ ખૂટે. રામરસ.
રસ મતબાલા રૂપ બખાણું, મગન રહે મનમાંહી;
ત્યાગી તનકી શુદ્ધ બિસારી, છાક ચઢી ભય નાહીં. ,,
ગગન ગુફામેં ચોગાન ગિયાનકા, આપ રહે એકિલા;
અન્ય દેવ વાકે દિલ નાહીં, નહિ ગુરૂ નહિ ચેલા. ,,
... ... ... ... ...

( ૯ )

મૂરખા સ્ત્રીમાં તું લબધાણો, હરિનો વિવેક ના પીછાણ્યો;
મૂઢ રસ્તો તેં ના જાણ્યો, મારી મારી કરી સુખ માણ્યો. ટેક.
... ... ... ... ...
દૂજી બાત વાકો નહિં જાણુ, વાકો છોડો કરવો પિછાણુ;
કર્મ જોગી મિલે નારી સારી, જાણો ભવમે દિયા બુરાડી. ,,
મળે કુભારજા જે નારી, જ્ઞાની માને તેને સારી;
શિષ્યો જાકી નારી ભુંડી, વાકી દશા જાનો રૂડી. ,,
હરિ નામ કદિ સમરાવે, વાકે પ્રસાદસે હરિ પાવે,
સારી તેતો જાણો બલા, નીરાંત સત્ય કે'છે ભલા. ,,
... ... ... ... ...

ગુરૂ કેવો જોઇએ તથા તેની પ્રતિ શિષ્યે કેવો ભાવ રાખવો જોઇએ એ વીશે કવિતા વાંચવા લાયક છે.

**ભોજો.** એજ પંક્તિમાં ભોજો ભક્ત આવે છે. એ કાઠીઆવાડનો વતની હતો તેથી એની ભાષા શુદ્ધ ગુજરાતી નથી. ઘણે ઠેકાણે કાઠીઆવાડી ભાષા વાપરી છે. એના ચાબખા પ્રસિદ્ધ છે. હજુ પણ કાઠીઆવાડના ભિખારી હાથમાં તંબુરો લઇને ભોજાના ચાબખા તથા વૈરાગ્યની કવિતા ગાય છે. ભોજાની કવિતામાં વૈરાગ્ય, નીતિબોધ તથા

ભક્તિ પ્રધાન છે. એણે જુદા જુદા રાગોમાં કવિતા કરી છે. "નાથ મોરી અરજ સુણો અવિનાશી." એ દ્રૌપદીના મુખની એની હોરી પ્રસિદ્ધ છે.

અંગ્રેજી ટીકાકારોની કવિતાની વ્યાખ્યા પ્રમાણે આ બધા ભક્ત કવિઓની જ્ઞાન તથા નીતિબોધની કેટલી કવિતા સારી કવિતા કહેવાય નહિં એક ટીકાકાર કહે છે—"To be cusciousey didactic is incompatible with the true poetic gift For whatever of great value comes from a poet is not that which he wills to say but that which he can not help saying, that which *some* higher power, call it nature or what you will, dictates through his life as through an oracle" એમ છે તો જ્ઞાની કવિઓની કેટલી અંતરોર્મિની કવિતા છે તે ઉત્તમ કવિતા છે એમ કોણ કબુલ કરશે નહિં ?

**પ્રીતમ.** ભક્ત કવિઓમાં પ્રીતમદાસ સંધેસરના ભાટની કવિતા પણ ઠીક છે. એની કવિતા ખુલ્લા શૃંગાર ભાવવાળી નથી પણ શુદ્ધ પ્રેમભક્તિ દર્શાવનારી છે. એ ચરોતરનું રત્ન ગણી શકાય. એના મુખ્ય ગ્રંથો નીચે પ્રમાણે છેઃ—

સરસગીતા; ગુરૂમહિમા; એકાદશસ્કંધ; દાણલીલા; તિથીઓ, વારો, કક્કા, કૃષ્ણ જન્મ વધાઇ; અધ્યાત્મ રામાયણ; જ્ઞાનમાસ; જ્ઞાનગીત; શૃંગાર તથા વેદાંતનાં પદો,

**પરચુરણ કવિઓ.** એજ અરસામાં બીજા ભક્ત તથા જ્ઞાની કવિઓ ઘણા થઈ ગયા છે, ને તેમાંના કેટલાની કવિતા સારી છે. એ કવિઓનાં નામ તથા તેમના પ્રસિદ્ધ થયલા ગ્રંથોનાં નામ નીચે આપ્યાં છે. એમાંના કેટલાના જન્મ તથા મરણના વખતની ખબર પડી નથી.

(૧) ગોપાળદાસ—બ્રહ્મજ્ઞાની, સુરતનો વત્ની સં. ૧૭૦૬ માં હૈયાત હતો. એના ગ્રંથો-ગોપાળગીતા; બુદ્ધિ વહુને શિખામણ વીશે પદો વગેરે છે.

(૨) હરિરામ—ભક્ત કવિ, સુરતનો વત્ની, સં. ૧૮૮૦ માં હૈયાત હતો, એના ગ્રંથો-સીતા સ્વયંવર; રૂકિમણી સ્વયંવર; કૃષ્ણવિરહનાં પદ.

(૩) બ્રહ્માનંદ, સ્વામીનારાયણ પંથનો સાધુ, ભાવનગર પાસે ગઢડા ગામમાં રહેતો હતો; એના ગ્રંથો-દાણલીલા; બ્રહ્મવિલાસ; ગુજરાતી તથા હીંદુસ્થાની પદો.

(૪) મનોહર સ્વામી—ભાવનગરનો વડનગરો નાગર ગૃહસ્થ. એનો જન્મ

સં. ૧૮૪૪ માં તથા મરણુ સં. ૧૯૦૧ માં થયું હતું. એના ગ્રંથો—મનહર કાવ્ય.

(૫) હરિભટ—વડોદરાનો વતની, સં. ૧૮૮૫ માં હયાત હતો. એણે દાતા હરિનો પંથ ચલાવ્યો છે. એના ગ્રંથો દશમલીલા; હાલરડું તથા પદો.

(૬) બાપુ, ધીરાભક્તનો શિષ્ય, મિયાગામનો વતની હતો. એણે ભજન, કીર્તન, ગરબીઓ કરી છે.

(૭) શિવાનંદ—સુરતનો વડનગરો નાગર. એણે સન્યાસી થયા પછી પોતાનું નામ જીવરાજ રાખેલું. એમનાં કાવ્યો—જીવને શિખામણુ, કૈલાસ-વર્ણુન; ઇશપ્રતાપ, આર્તિઓ, કીર્તનો અને પૂજા.

(૮) રણુછોડ ભક્ત—એનાં કાવ્યો—રણુછોડજીનો ગરબો; રાધા વિવાહ; રામાયણુ; રાધિકાના રૂષણુાની ચાતુરી; છુટક પદો.

(૯) હરગોવન—અમદાવાદનો ભટ મેવાડો બ્રાહ્મણ. એનાં કાવ્યો—માતાની સ્તુતિના પદો તથા ગરબા.

(૧૦) મુકુંદ—કાઠિઆવાડમાં આવેલા ચાવંડનો પ્રશ્નોરો બ્રાહ્મણ. એની ગુજરાતી તથા હીંદુસ્થાની કવિતા કાઠીઆવાડમાં પ્રસિદ્ધ છે.

(૧૧) ભવાન ભક્ત—ખંભાતનો સાધુ.

(૧૨) રઘુનાથદાસ—એના ગ્રંથો શ્રીમદ્ભાગવત; રામાયણુ; ધ્રુવાખ્યાન; ઓચ્છવ કીર્તનનાં પદો, છપ્પા, સવૈઆ અને ગરબીઓ.

(૧૩) મુકતાનંદ—એના ગ્રંથો—ઉદ્ધવગીતા; સતીગીતા; ધર્માખ્યાન; રૂક્ષ્મણીવિવાહ; કૃષ્ણુપ્રસાદ; વિવેકચિંતામણિ; શિક્ષાપત્રી; ધર્મામૃત; સંતસમાગમ; શૃંગાર તથા ભક્તિનાં પદો.

(૧૪) પ્રેમાનંદ સ્વામી—વડતાલનો સ્વામીનારાયણુનો સાધુ. એના ગ્રંથો:—તુલસીવિવાહ; થાળ તથા ગુજરાતી તથા હીંદુસ્થાનીમાં પદો.

(૧૫) રામકૃષ્ણુ.

(૧૬) ગોવિંદદાસ—સત્યભામાનું રૂપણું.

(૧૭) જશવિજય—જૈન કવિ.

(૧૮) નિષ્કુલાનંદ.

(૧૯) દયાળ.

(૨૦) પુરૂષોત્તમ—ભરૂચ જીલ્લાનો વતની, જાતે રજપૂત, નીરાંતનો શિષ્ય.

(૨૧) વલ્લભભટ—એનાં કાવ્ય બહુચરાનો રંગ તથા પદો.

(૨૨) નરભેરામ—પેટલાદ પાસે પીહીજણુમાં જન્મ સં. ૧૮૨૪. જાતે મોઢ

બ્રાહ્મણ. અમદાવાદ પાસેના ગોમતીપુરનો રહીસ. એનાં કાવ્યો:—લૂંટાયા વાશે; રણછોડ સ્તુતિ મરણતિથી; બોડાણાની મૂર્છના પદો. ભીષ્મ સ્તુતિ; કાલવધ; રાસલીલા; ગજેન્દ્ર મોક્ષ; વામનાખ્યાન; કૃષ્ણવિનોદ; નાગદમણ.

(૨૩) કૃષ્ણારામ.
(૨૪) દેવાસાહેબ.
(૨૫) ડુંગર બારોટ.
(૨૬) નાનો.
(૨૭) બુટીઓ ભક્ત.
(૨૮) શાંતિદાસ.
(૨૯) મીઠો—લીંબડીનો વતની. એનાં કાવ્યો:—કૃષ્ણલીલા અને જ્ઞાનનાં પદો.
(૩૦) દીપવિજય—જૈન કવિ.

**સ્ત્રી કવિઓ.** આજ અરસામાં સ્ત્રી કવિઓ થઈ ગઈ છે. તેઓની કવિતા પણ કૃષ્ણ ભકિત, જ્ઞાન તથા વૈરાગ્ય વીશે છે. કેટલીક કવિતાની ભાષા મધુર તથા શુદ્ધ છે. એ સ્ત્રી કવિઓમાં વણારસીબાઈ, જમનાબાઈ તથા ગિરજાબાઈ નીરાંત ભક્ત કવિની શિષ્યો હતી. વણારસીબાઈ એક બાળ વિધવા બ્રાહ્મણી હતી. બીજી સ્ત્રી કવિઓ દીવાળીબાઈ, કૃષ્ણાબાઇ, રાધાબાઈ તથા પુરીબાઈ છે. એમની કેટલી કવિતા પ્રાચીન કાવ્યમાળામાં તથા બૃહત્કાવ્યદોહનમાં છપાઈ છે.

**પરચુરણ કવિઓ.** બીજા ભક્ત કવિઓ જેના જન્મમરણ કાળની ખબર પડતી નથી તથા જેમની કવિના હજુ પ્રસિદ્ધ થઈ નથી એવા ઘણા છે તેમનાં નામ—પોહો; દ્વારકો ભક્ત; રૂપરામ; દુર્ગાદાસ; નાથસ્વામી; માધવદાસ; પુરૂષોત્તમ; જીવન; રઘુરામ; રવિદાસ; કુબેર; લક્ષ્મીદાસ.

**૧૯ મી સદીના બીજા ભાગના કવિઓ.** ઓગણીસમી સદીના બીજા ભાગમાં મુખ્ય કવિઓ બે થઈ ગયા છે. નર્મદાશંકર તથા દલપતરામ. નર્મદાશંકર સુરતમાં જન્મ્યા હતા ને જાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. નવલરામે એમનું જીવન વૃત્તાંત લખ્યું છે ને તે નર્મ કવિતામાં આપ્યું છે એટલે અહીંઆં કહેવાની જરૂર નથી. એમને મરણ પામ્યાં ને ૧૭ વર્ષ થયાં છે. નર્મદાશંકર અને દલપતરામ એ બે કવિમાંથી કોની કવિતા ઉત્તમ એ વીશે ઘણાં વર્ષપર મુંબાઈમાં તથા ગુજરાતમાં ઘણી ચર્ચા ચાલી હતી. બન્ને પક્ષના પોતાના ઈષ્ટની કવિતા

વખાણતા અને સામાની કવિતા વખોડતા. હવે એ તકરાર પુરી થઈ છે.

**નર્મદાશંકર તથા દલપતરામની કવિતાની તુલના.**

નવલરામ બન્નેની કવિતાનું વાસ્તવિક સ્વરૂપ કહે છે તે બરાબર છે: " દલપતરામની કવિતા શાંતબુદ્ધિની, વ્યવહારમાં કુશળ, ચતુરાઇની ભરી અને સભારંજની છે. કોઈપણ રસની મસ્તી એ આ કવિતાને મન ગાંડાઈ છે. સંસારનું શાંત બુદ્ધિથી અવલોકન કરવું અને તેમાંથી વ્યવહારોપયોગી બોધ લેવો એ દલપત શૈલીને સૌથી વધારે રૂચિકર છે. એની કવિતામાં ઠાઉકું હાસ્ય ( humour ), મર્માળાં કટાક્ષ ( wt ), વાણીની મીઠાસ અને રચનામાં વિવિધ પ્રકારનું ચાતુર્ય છે. નર્મદાશંકર સભાને રંજન કરવા નહિં પણ પોતાના અંતરનો ઉભરો બહાર કાઢવાને કવિતા કરે છે. એની કવિતામાં સ્વભાવ તથા શાસ્ત્રનું બળ ઘણું પણ ચાતુર્યનું થોડું. દલપત શૈલી સભારંજની ચાતુર્યશૈલી કહેવાય, નર્મદશૈલી મસ્ત કહેવાય. " દલપતરામની કવિતાના ઉત્તમ નમુના ઘણા થોડા મળી આવે છે. નર્મદાશંકરની કવિતામાંથી ઉત્તમ કવિતાના નમુના ઘણા મળે છે. જે કવિ લોકોને ખુશ કરવાના પ્રધાન હેતુથી કવિતા કરે તેની કવિતા ઉત્તમ શી રીતે થઈ શકે? અંદરથી ઉભરો આવે નહિં ત્યાં લગણ ખરી ઉત્તમ કવિતા થઈ શકે નહિં. દલપતરામની સરસમાં સરસ કવિતા નર્મદાશંકરની બીજી પંક્તિની કવિતા સાથે બરાબરી કરી શકે એવી છે. ગુજરાતી વાંચનમાળાની ચોપડીઓમાં જે ક૦ દ૦ ડાની કવિતા આપી છે ને જે દરેક ગુજરાતી નિશાળમાં શીખેલાંને જાણીતી છે તેને કવિતા કોણ કહે ? પદ્યમાં વિચાર કહેવાને બદલે જાણે ગદ્યમાં શબ્દો ગોઠવીને કવિતા કરી હોય એમ જણાય છે. Carlyle કહે છે: " The poet who could merely sit on a chair and compose stanzas would never make a stanze worth much. " એવાજ પ્રકારની દલપતરામની આ કવિતા છે.

**નર્મદાશંકર.**

નર્મદાશંકરની શૃંગાર રસની કેટલી કવિતા ઉઘાડી તથા હદ બહારની છે. પણ શૃંગાર રસની કવિતામાં થોડી ઘણી મર્યાદા લોપાયા વિના કેમ રહે ? ભક્તિભાવે નરસિંહ મેહેતા તથા બીજા જુના કવિઓએ કૃષ્ણ વીશે જે કવિતા કરી છે તેમાં પણ કેટલે ઠેકાણે ઉઘાડો શૃંગાર રસ વર્ણવવામાં આવ્યો છે તો એકલો શૃંગાર

વર્ણવવામાં આવે તેવી કવિતામાં વખતે છુટ લીધા વિના કેમ ચાલે ? આ માપથી તપાસતાં નર્મદાશંકરની કવિતા વીશે જે કેટલા લોકો ટીકા કરે છે તથા એની કવિતા વાંચતાં અભાવ થાય છે તે વ્યાજબી નથી. કોઈપણ કવિની કવિતા વીશે વિચાર કરતાં તેની એકંદર કવિતા કેવા પ્રકારની છે તે જોવાનું છે. કોઈ કવિની કવિતામાંથી થોડી વાંધા ભરેલી કવિતા વીણી કાઢવી ને તેને માટે તેની બધી કવિતા વખોડવી એ બરાબર ન્યાય કહેવાય નહિં.

નર્મદાશંકરે ગુજરાતની ભાષાને નવું રૂપ આપ્યું છે. એના સંસાર-સુધારાના લખાણથી આખા ગુજરાતમાં ખળભળાટ થઈ રહ્યો હતો. એના ગદ્યગ્રંથો વીશે આ ઠેકાણે વિવેચન કરવાનું નથી. એનું ઋતુવર્ણન એ એક ઉત્તમ કાવ્ય છે. ઋતુ વીશે સંસ્કૃતમાં કાળીદાસ વગેરે કવિઓએ ઘણું લખ્યું છે. તે છતાં પણ નર્મદાશંકરે દરેક ઋતુમાં ઇશ્વરી લીલામાં કેવા કેવા ફેરફાર થાય છે તેનું વર્ણન કર્યું છે તે વાંચવા લાયક છે. એ કાવ્યની ભાષા સરળ છે તથા સૃષ્ટિ સૌંદર્યનું વર્ણન ભવ્ય છે.

એની વીર રસની તથા નીતિની કવિતા પણ ઘણી સારી છે. પોતાના પિતાના મૃત્યુકાળ વખતે જે શોકોદ્‌ગારની કવિતા એણે બનાવી છે તે વાંચીને કોની આંખમાંથી આંસુ પડયા વિના રહેશે ? " નર્મદ આખરે ધૂળે ધૂળ" એ કવિતા વાંચીને કોનું હૃદય પીગળશે નહિં ? " રસિકડાં શોક ન કરશો આજ " એ વાંચીને કોણ દલગીર નહિં થશે ?

નર્મદાશંકરે જુદા જુદા રાગોમાં તથા વૃત્તોમાં કવિતા કરી છે. એણે જે લાવણી કરી છે તે એની ખાસ છે. એ લાવણીઓપરથી જણાય છે કે એ બનાવતી વખતે એનું લોહી ખરેખરૂ ઉકળ્યું હશે. એ લાવણીની પદ્ધતિ જુદાજ પ્રકારની છે.

એણે જે ખરી લાગણીની તથા અંતરોર્મિની કવિતા કરી છે તે સૌથી શ્રેષ્ઠ છે. જ્યાં કોઈ પણ પ્રસંગ લઇને તથા વિચાર કરીને કવિતા કરી છે તેમાં કિલષ્ટતા છે.

દયારામ તથા નર્મદાશંકર બન્નેને સરખે દરજ્જે ગુજરાતના બાયરન ની ઉપમા આપવામાં આવે છે તે યથાર્થ છે.

નર્મદાશંકરની કવિતાને નવલરામે સૌથી પહેલે નંબરે મુકી છે. ફક્ત પ્રેમાનંદની કવિતા નર્મદાશંકરની કવિતા જોડે બરાબરી કરી શકે એવી છે; બાકી ગુજરાતના કવિઓ દયારામ, સામળ, નરસિંહ મેહેતા એ બધાની

કવિતા નર્મદાશંકરની કવિતાથી ઉતરતી છે એમ નવલરામનો મત છે. એ મત ઘણા લોકો સ્વીકારવા આનાકાની કરશે. પ્રેમાનંદ કરતાં નર્મદાશંકરની કવિતા ચઢતી છે કે નહિં તેનું નિરાકરણ કરવું મુશીબતનું કામ છે. પેહેલા વર્ગના બીજા કવિઓ કરતાં એની કવિતા શ્રેષ્ઠ છે એમ કહેવું ખોટું નથી.

એણે દરેક રસની કવિતા કરી છે. ઇશ્વર સંબંધી, નીતિ સંબંધી, દેશાભિમાન સંબંધી, સ્ત્રી શિક્ષણ સંબંધી, ગ્રામ તથા સૃષ્ટિ સૌંદર્ય સંબંધી ઘણી કવિતા કરી છે. ને તે બધી નર્મ કવિતામાં છપાઇ છે. નવલરામ કહે છે "નર્મ કવિતાનું પુસ્તક જેટલું મસ્ત શૃંગારના ભોગીને તેટલુંજ ઉછળતા સુધારકને, અને જેટલું ઉછળતા સુધારકને તેટલુંજ વિચારવંત દેશહિતૈષીને પ્રિય છે. સ્વાતંત્ર્ય તથા દેશભક્તિનું મસ્ત પાન કરવાનું તો આખા ગુર્જર કાવ્ય પ્રદેશમાં આજ વિરલું સ્થળ છે."

નર્મદાશંકરની કવિતાથી મોહ પામી ઘણા તરૂણ પુરૂષો એની પાછળ ગાંડા થઇ ગયા હતા. ને સુરતમાં 'સરસ્વતી મંદીર' એ નામનું એમનું મકાન છે ત્યાં કવિ પાસે ઘણો વખત જતા તથા એની પાસે શીખતા. એમના બે ત્રણ શિષ્યો કવિ થઇ ગયા છે, જેવા કે વિજયાશંકર તથા સવિતાનારાયણ, જેમની કવિતાના ગ્રંથો વિજયવાણી તથા સવિતા કૃત કવિતા છે.

**દલપતરામ.**

દલપતરામની કવિતા ઘણે ભાગે પૈસા મેળવવા માટે, કોઇ મ્હોટા પુરૂષને ખુશ કરવા માટે અથવા અમુક પ્રસંગ માટે લખાયલી માલમ પડે છે. જે કવિ આવા પ્રસંગ માટે કવિતા કરે તેની કવિતા ઉંચ્ચા પ્રકારની કેમ થઇ શકે? એક અંગ્રેજી ટીકાકાર કહે છે: "To pretend to construct a beautiful poem is as if one were to try to construct a tree. In a poet, effort is tantamount to condemnation, for it implies the absence of inspiration." આ ટીકા દલપતરામની કેટલી કવિતાને બરાબર લાગુ પડે છે. મીલની ટીકા પણ લાગુ પડે એવી છે;—મીલ કહે છે:—"A poet may write poetry not only with the intention of printing it, but for the express purpose of being paid for it; that it should be poetry, being written under such influences, is less probable; not, however, impossible." આગળ મીલ

કહે છે " When a poet turns round and addresses himself to another person, when the expression of his emotions, is tinged also by that desire of making an impression upon another mind, then it ceases to be poetry and becomes eloquence." પોતાના અંદરના ઉભરા બહાર કાઢવા માટે એમણે થોડીજ કવિતા લખેલી છે. એમણે ઋતુવર્ણન તથા સૃષ્ટિ સૌંદર્યનું વર્ણન કર્યું છે પણ તે કેવું નીરસ લાગે છે. એમની કવિતામાં ગૂઢાર્થ તો કંઈ માલમ પડતો જ નથી. ઉત્તમ કવિઓની કવિતા જુદી જુદી વાર વાંચ્યાથી જેમ નવા અર્થો તથા ખુબીઓ આપણી નજરમાં આવે છે તેમ એમની કવિતામાં થતું નથી. એમની કવિતા વાંચીને જે સરળ અર્થ અથવા અલંકાર પહેલ વહેલો નજરે પડે તેજ.

એમણે ઉપદેશ તથા નીતિ માટે જે કવિતા કીધી છે તે સારી છે. પણ એ કવિતાઓમાં જે વિચાર દર્શાવ્યા છે તે કંઈ નવા નથી, દરેક ધર્મને માન્ય છે. એ વિચારો ગદ્યમાં કહ્યા હોત તો ઓછી અસર થાત નહિં; કવિતામાં મુકયા છે તેથી કંઈ વધારે ખૂબી આપી નથી. નીતિનાં વાકયોને પણ મહાન્ કવિઓ એવી ખૂબીથી મુકે છે કે તેની છાપ આપણા મનમાં પડી રહે છે. ગુજરાતમાં જ્ઞાની તથા ભક્ત કવિઓ થઈ ગયા છે તે તેમણે જે નીતિ સંબંધી કવિતા કીધી છે તેના કરતાં દલપતરામની કવિતા ઉતરતી પંક્તિની છે. એમણે એમના નીતિના વિચારોના નિબંધ ગદ્યમાં લખ્યા હોત તો વધારે સારૂં થાત. ભક્તિ વીશે લાગણીથી ઉભરાઈ જતી કવિતા કરી નથી. એમને એલેકઝેન્ડર પોપ કવિની ઉપમા આપી શકાય. કારણ કે બન્ને એ શબ્દ રચનાપર ઘણું ધ્યાન આપ્યું છે. પોપની પઠેમ દલપતરામે પણ નીતિ તથા ઇશ્વિર વીશે ઘણે ભાગે કવિતા કીધી છે.

એમનામાં તર્કશક્તિ હતી પણ તે સામળ જેવી નહિં. કલ્પિત વાર્તાઓ જોડી કાઢીને એમણે ઉપદેશ આપ્યો હોત તો એ સામળની પંક્તિમાં આવત. એમણે ફારબસ વિલાસમાં કવિઓ તથા ભાટોના જે પ્રસંગ આણ્યા છે તથા તેમને મ્હોંડે કવિતા બોલાવી છે તે છેક કૃત્રિમ લાગે છે. જાણે એમને જે વિચાર દર્શાવવા હતા તે તાણી તુસીને બીજા પાત્રો પાસે બોલાવ્યા હોય એમ જણાય છે.

એમની ભાષા સરળ તથા શુદ્ધ છે. વર્ડઝવર્થ કવિનો કવિતાની ભાષા કેવી જોઇએ એ બાબત અભિપ્રાય એવો હતો કે સાધારણ રીતે જે ભાષા

બોલવામાં આવે તેજ કવિતામાં વાપરવી જોઇએ. તેજ પ્રમાણે દલપતરામે સાધારણ લોકો વાતચિતમાં જે ગુજરાતી ભાષા વાપરે છે તેજ ભાષાવાપરી છે અને તેથી ગુજરાતમાં ઘણા લોકો એમની કવિતા વાંચે છે. સંસ્કૃત શબ્દો ગમે તે રીતે દાખલ કરવા યત્ન કર્યો નથી. એમની અવલોકન શક્તિ સૂક્ષ્મ હતી તથા સંસાર વ્યવહારનું સારૂં જ્ઞાન હતું એ એમની કવિતાપરથી જણાય છે. એમનું પિંગળશાસ્ત્રનું જ્ઞાન સારૂં હતું. એમની કવિતામાં અલંકારો તથા શબ્દ રચનાનાં ચાતુર્ય ઘણાં છે.

એમની કવિતામાં હાસ્યરસ તથા શાંતરસ ઘણો છે. એમની કરૂણા-રસની કવિતા એવી કયાં છે કે વાંચનારનું મન દ્રવી જાય ને અશ્રુની ધારા વહી જાય. એમનાં સારામાં સારાં કાવ્યો ફારબસવિરહ તથા વેનચરિત્ર ગણાય છે ને તે કરૂણા રસનાં છે.

ઋતુવર્ણનની કવિતામાં એમની સૂક્ષ્મ અવલોકન શક્તિ ઠેકાણે ઠેકાણે માલમ પડે છે. દરેક ઋતુમાં થતા સૃષ્ટિ—સૌંદર્યના ફેરફાર તથા ગુજરાતના લોકોની રીતભાતનું વર્ણન સારૂં કર્યું છે. એ વર્ણનમાં એમની ઉપમાઓ તથા અલંકારો નવીન પ્રકારનાજ છે. સમુદ્રને કેંપની ઉપમા આપી છે ને તેમાં સૂર્યબિંબ રેસિડન્ટ હોય એમ કલ્પના કીધી છે; આકાશને મોટાં તળાવની ઉપમા આપી છે ને ચંદ્રબિંબ તેમાં કાચબો હોય એમ કલ્પના કીધી છે. એકંદર રીતે જોતાં ઋતુવર્ણન સારૂં તથા સરળ કાવ્ય છે.

દલપતરામે એવો મોટો એક પણ ગ્રંથ લખ્યો નથી. છુટક છુટક વિષયપર છંદ દોહરા, ગરબીઓ, પદ તથા વૃત્તોમાં કવિતા કીધી છે. એમની ગરબીઓની રચના સાદી તથા મીઠાસવાળી છે. ઇશ્વિર તથા ભક્તિ વીશે કવિતા કરી છે તે પણ સારી છે.

કવિતા નીતિ તથા ઉપદેશ વીશેજ કરવી જોઇએ એવો જેમનો અભિપ્રાય તે શૃંગાર તથા પ્રેમની કવિતા શી રીતે કરી શકે ? તે છતાં એમણે શૃંગા-રની થોડી હોરીઓ લખી છે. એમણે જે શૃંગાર લખ્યો છે તે હદની અંદર-નો છે. શૃંગાર રસની કવિતા કેવી જોઇએ તે બાબત એમનો મત એવો હતો કે બ્હેન, મા આગળ તે કવિતા વાંચવામાં આવે તો કોઇને લજ્જા પામવાનું કારણ રહે નહિં. એમણે શૃંગારની થોડી કવિતા લખી છે પણ તે રસથી ભરપૂર છે.

સ્ત્રિઓને શિખામણની ગરબીઓમાંના વિચારો ઘણા ઉત્તમ છે. ગર-બીઓમાં એમનાં અંતરની ઉર્મિઓ દેખાય છે તેથી એ ઉત્તમ કવિતા છે.

સીતાને પાત્ર લઇને ગરબીઓ કરી છે તેમાં કરૂણારસ ઠીક ઝમાવ્યો છે. સીતાના કાગળોમાંનું વિરહવર્ણન ચિત્તવેધક છે. સીતા પરણીને ઉઠયાં પછી સખીઓ પ્રતિ હરખની ઉક્તિ કરી છે તે સરસ છે. રામ તથા લક્ષ્મણ વનમાં જતાં સીતાને કહેલાં વચનનું ધોળ કરૂણાત્મક છે.

નર–ભમરને ઉપદેશ, એ નીતિમાં ચાલવા વીશે અન્યોક્તિવાળું ધોળ, તથા મોચીના પથ્થરને શિખામણનું ધોળ બન્ને સારાં છે.

એમના વખતમાં સંસાર સુધારાનો ખૂબ પવન વાયો હતો. તેમાં એ પણ તણાઈ ગયા હતા. એ વખતમાં અંગ્રેજી નિશાળો તથા પાઠશાળા નવી જ નીકળી હતી. તેમાં કેળવણી પામેલા યુવાનોના મગજો નવી તરેહની કેળવણીથી તથા પાશ્ચાત્ય દેશની રીતભાત જાણ્યાથી ઉંચે ચઢી ગયાં હતાં અને તેને લીધે આપણા દેશના રિવાજો, સંસાર બંધન તથા ધર્મ સંબંધી વિચારો ખોટા છે એમ સિદ્ધાન્ત કરી બેઠા હતા. સુધારક વર્ગ જુની રીત-ભાતો એક સપાટે ઉડાવી દેવા તૈયાર થઈ ગયો હતો. આ સ્થિતિ એ કાળના વર્તમાન પત્રો તથા ગ્રંથો પરથી જણાઈ આવે છે. બાળ લગ્ન નહિં કરવાં, વિધવા વિવાહ કરવો, સ્ત્રીઓ તથા બાળકીને કેળવણી આપવી, જુના વહેમો કાઢી નાંખવા વગેરે બાબતમાં એમના મત સુધારાની તરફેણમાં હતા. એ વખતમાં વૈશ્ણવી સંપ્રદાયના મહારાજા સામા હુમલા થવા માંડયા હતા. એમનાં કાવ્યમાં મહારાજોને શીખામણની કવિતા છે, તેપરથી જણાય છે કે એ એમના પંથનો ચાલતો ધર્મ માનતા નહતા. એમણે નિરાકાર તથા સાકાર ઇશ્વરનું વર્ણન કર્યું છે. બહુ રૂપી ઇશ્વરની એમણે સ્તુતિ કરી છે તેના વિચાર ઉત્તમ કહેવાય નહિં. એ કવિતામાં ઇશ્વરની બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, કણબી, કુંભાર, હજામ તથા બાજીગર રૂપે સ્તુતિ કરી છે. ઇશ્વરને હજામ જોડે સરખાવવો એ કલ્પના એમનેજ સુઝે. કેટલી વખત એમના વિચાર હલકા તથા અસંસ્કૃત માલમ પડે છે.

દલપત કાવ્યમાં નીચેના વિષયપર કાવ્યો એમણે કરેલાં છે:—

ઋતુ વર્ણન, અંગ્રેજી રાજ્ય પ્રકરણ; હુન્નરખાનની ચઢાઈ; સંપલક્ષ્મી સંવાદ, ઇશ્વર તથા ધર્મ સંબંધી, સંસ્થાન સુધારા વીશે, ફારબસ વિલાસ, ફારબસ વિરહ, જનસ્વભાવ વીશે, લક્ષ્મીસંબંધી, વેનચરિત્ર, પદ તથા ગરબાસંગ્રહ.

એમના વખતમાં હીરાચંદ કહાનજી કરીને કવિ થઈ ગયા છે.

હવે આધુનિક કવિઓ વાશે બે બોલ બોલીએ. હાલના પ્રસિદ્ધ કવિઓ

**આધુનિક કવિઓ.** રા. રા. ગોવર્ધનરામ ત્રીપાઠી, નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ; દોલતરામ પંડ્યા, તથા મરહૂમ હરિલાલ હર્ષદરાય ધ્રુવ, બાલાશંકર ઉલ્લાસરામ તથા મણિલાલ નભુભાઈ છે.

**ગોવર્ધનરામ.** ગોવર્ધનરામની કવિતા એમનાં કાવ્ય સ્નેહમુદ્રામાં તથા સરસ્વતીચદ્રમાં છુટક છુટક કવિતાઓ છે તે છે. બીજાં કાવ્યો હશે પણ તે પ્રસિદ્ધિમાં આવ્યાં નથી. સ્નેહમુદ્રાની કેટલી કવિતા ઘણી ઉત્તમ છે. કેટલે ઠેકાણે ભાષા ઘણી ક્લિષ્ટ તથા સંસ્કૃતમય છે તેથી સાધારણ ભણેલા માણસથી સમજી શકાય એવી નથી. સંસ્કૃત ભણેલાને પણ વિચાર કરવો પડે એવી છે. આમ થવાનું કારણ એ લાગે છે કે એમના વિચાર એવા ગહન તથા ઉંડા છે કે સૂક્ષ્મ વિચાર કર્યા વિના કવિતા ભાગ્યેજ સમજી શકાય. એમની કવિતા અંગ્રેજ કવિ શેલીની કવિતાને ઘણે ભાગે મળતી આવે છે. એમને ગુજરાતના શેલીની ઉપમા આપીએ તો ખોટું કહેવાય નહિ. શેલી માટે એક ટીકાકાર કહે છે:—" His mystic idealism renders him obscure, and his imagery is sometimes accumulated till both precision and effect are lost, and thc poet becomes harsh and involved in expression. One striking peculiarity of his style is his constant personification of inanimate objeets. " આ ટીકા ગોવર્ધનરામની કવિતાને બરાબર લાગુ પડે છે. કવિતા કેવી જોઇએ એ વીશે રસકીનનો મત ધ્યાનમાં રાખીને એમણે કેટલી કવિતા કરી હોય એમ ભાસ થાય. રસકીન કહે છે:—" Were it possible, it is not desirable to vanish all obscurity from poetry. Not only is obscurity necessary to poetry, it is the only apology for writing it." એમની કેટલી કવિતામાં શબ્દ રચના કઠણ છે પણ કેટલી તો એવી સરસ છે ને એવી ખરી લાગણી તથા ઇશ્વરી પ્રેરણાથી થએલી લાગે છે કે આપણે વારે વારે વાંચ્યા કરીએ તો પણ દરેક વખત નવો અર્થ તથા રસ માલમ પડે છે. એવી કવિતા રસકીન જેને ઉત્તમ કવિતા કહે છે તેમાં આવી શકે. રસકીન કહે છે:—" No poetry is worth reading, which is not worth learning by heart. To put plain text into rhyme and metre is easy; not so to write a passage, which, every time it

**is remembered, shall suggest a new train of thought, a new subject of delighted dream. It is this mys tic secrecy of beauty which is the soul of the high-est art, which only opens itself to close observation and long study."**

એમની નીચે આપેલા મથાળાવાળી કવિતા વાંચીને શેલીની કવિતાની બ્રાંતિ કોને નહિં થાય ? - " કુકડો, ઉષા, નદી, અન્ધતિમિર, તમરૂ, વૃષ્ટિ, પર્વત, સ્નેહનિદાન, વત્સલતા, હીંદીસ્નેહ, વગેરે. સ્નેહમુદ્રાની ઉપરની કવિતા વાંચ્યાથી ગોવર્ધનરામની કવિત્વશક્તિ કેવા ઉંચ્ચા પ્રકારની છે તેનો ખ્યાલ આવશે. ઉષાના વખતના આકાશના દેખાવના વર્ણનની નીચેની કવિતા અનુપમ છે.

( જાગોરે જસોદાના જીવન ! વ્હાણુલકું વાયું. દેશીય પ્રભાત રાગ. )

જતી તિમિ તિમિર તતિ ! જગ છોડી જતી ! ( ધ્રુવ. )
છોડી જતી ! સંતાઇ જતી ! જતી.

... ... ... ... ... ...

તિમિરતતિનો પાલવ સાહી ઉભી થઈ વ્હાલી
લ્હેર પવનની કમલની સાથે સુતેલી જાગી ! તિ૦
તિમિરતતિ તો નાશી ગઇ ને લ્હેર રહી વાઈ,
લ્હેર કમળનો વાસ ભરીને પાલવમાં લાવી. તિ૦
રમણીય એનો સ્પર્શ જગતને આનન્દ દે આજે,
ફરફર કરતો કલાપ પેલો મોર જુવો નાચે. તિ૦
ઉતરી રસદથી, લ્હેરને ભેટી, મોરલડો મ્હારો,
તેના રંગોથી રંગેલો દઉં વનને વાગો. તિ૦
બ્હાર નીકળ ! માનવ, અત્યારે કર ત્હાડી આંખો !
મોરલીઆના કંઠનો રંગી પર્વત આ ઝાંખ્યો. તિ૦
સૂર્ય વિના આ તેજતણો પટ કોમળ જો મ્હારો,
દુધભર્યા બાળકના દાંતની તુલ્ય ન એ લાગ્યો ? તિ૦
બાળકના કર સમ રમતી આ છોડતણી હારો,
બાળક સમ વેલીયો નાચે ગ્રહી પવનની આંગળીઓ ! તિ૦
વન આખામાં રમવા મ્હારે રમકડાં મુક્યાં,
ઉપર પડી પડી મ્હારાં ઉહાડયાં, પંખીઓ ઉડયા ! તિ૦

કોમળ તેજ તણું ઝભલું આ પ્હેરાવ્યું મુને,
નદી પટ પર ને રણુની રેતમાં આળોટું હું તે. તિ૦
વિમળ દશા આ બાળ સુખની અમર ન રહેવાની,
તાત–રાવએ ઉંચે મુને લેવા હવે માંડી! તિ૦
કોર કુસુમોનું નભ–પાનેતર સૂર્ય મને આપે!
એ પ્હેરવું એ લ્હાવો લેવા–સિદ્ધ એ તો મ્હારે. તિ૦
કન્યાવય મુજ ચાલ્યું જતું, આ ધમક ઉરે આવી!
પતિ–દિન મ્હારો ઉર ચાંપે તે જોઈ હું શરમાઈ. તિ૦

... ... ... ... ... ... ...

બીજા ઉત્તમ કવિ નરસિંહરાવ છે. એમનાં બે કાવ્યો કુસુમમાળા તથા હૃદયવીણા પ્રસિદ્ધ થયાં છે. એ સંગીત કાવ્યો છે.

**નરસિંહરાવ.** એમણે કુસુમમાળાની પ્રસ્તાવનામાં કહ્યું છે કે પાશ્ચાત્ય દેશની કવિતા કેહેવી પદ્ધતિ પર લખાયલી છે તે બતાવવા તથા તેવી કવિતા તરફ ગુજરાતના લોકોની રૂચિ કરાવવી એ ઉદ્દેશથી એ કાવ્ય લખ્યું છે. બીજી એમની કવિતા હજુ છપાઈ નથી. એમણે અંગ્રેજી શૈલી પ્રમાણે—Blank verse માં ગુજરાતી કવિતા કરી છે. એમના વિચારો શ્રેષ્ઠ છે તથા ભાષા સુદ્ધ સંસ્કૃતમય છે. એમણે (Nature) કુદરતના વર્ણનની ઘણી કવિતા કરી છે. પહાડ, નદીઓ, પક્ષીઓ તથા સૃષ્ટિ સૌંદર્ય જોવાથી એમના મનમાં જે તરંગો ઉઠ્યા છે તેને કવિતામાં મુકયા છે. એમની કવિતા કૃત્રિમ નથી. શબ્દ રચના મધુર છે. એમણે અંગ્રેજી કવિઓ શેલી, વર્ડઝવર્થ તથા કીટસની કવિતાનું અનુકરણ કરેલું છે. એમની કવિતા અંગ્રેજી કવિ કીટસની શૈલીની છે, તેથી ગુજરાતના કીટસની ઉપમા આપીએ તો યથાર્થ છે. કેટલે ઠેકાણે શબ્દ માધુર્યમાં અર્થ ગહન થયો છે તેથી એમને જેનો ચિતાર આપવો હોય છે તેની છાપ બરાબર પડતી નથી. એમણે વિષયો એવા લીધા છે કે સહૃદયને એમની કવિતા વાંચ્યાથી આનંદ થાય છે તથા રસજ્ઞ મધુરશાંત રાગ તથા વિચારમાં ગરકાવ થઈ જાય છે તથા જંજાળી વ્યવહારની સૃષ્ટિમાંથી બહાર દોરવાઈ જઇ કંઇ અદ્ભુત ઇશ્વરી સૃષ્ટિમાં રસપાન કરે છે ને મગ્ન થાએ છે.

રા. રા. દોલતરામના બે કાવ્યો સુમનગુચ્છ તથા ઇંદ્રજીત વધ પ્રસિદ્ધ થયાં છે. એમની કવિતા સારી છે. કેટલે ઠેકાણે શબ્દ રચના કઠણુ છે.

મરહૂમ હરિલાલ ધ્રુવ તથા બાલાશંકરની કવિતા પણ ઠીક છે ને વાંચવા લાયક છે.

**મણિલાલ નભુભાઈ; કેશવ હર્ષદ ધ્રુવ.**

મરહૂમ મણિલાલ નભુભાઈ એ વિદ્વાન હતા તથા એમનું વેદાંતનું જ્ઞાન ઉત્તમ પ્રકારનું હતું. એમણે કેટલાં નાટકો લખ્યાં છે તથા સસ્કૃત નાટકોના તરજુમા કર્યા છે. એમની કવિતા ઉંચા પ્રકારની કહી શકાય નહિં. ખરૂં જોતાં એમનામાં કવિ કરતાં ધર્મ જ્ઞાનીનો વિશેષ અંશ હતો. એમની કવિતા જેને Mill, poetry of mere Culture કહે છે તે છે. મીલ કહે છે. "One may write genuine poetry and not be a poet, for whoever writes out truly any human feeling writes poetry." એમની કેટલી કવિતા સારી છે પણ તેથી એ કવિ કહી શકાય નહિં. મીલ કહે છેઃ—" The difference between the poetry of a poet and the poetry of a cultivated but not naturally poetic mind, is that in the latter, with however bright a halo of feeling the thought may be surrounded and glorified, the thought itself is always the conspicuous object: while the poetry of a poet is feeling itself, employing thought only as the medium of its expression. In the one, feeling waits upon thought: in the other, thought upon feeling. The one writer has a distinct aim, common to him with any other didactic author; he desires to convey the thought, and he conveys it clothed in the feelings which it excites in himself, or which be deems most appropriate to it. The other merely pours forth the over-flowings of his feelings; and all the thoughts which those feelings suggest are floated promiscuously along the stream."

રા. રા. કેશવ હર્ષદ ધ્રુવની કવિતા પણ કંઇક આવાજ પ્રકારની છે. એમણે મુદ્રારાક્ષસ નાટકનું ગદ્યપદ્યાત્મક તથા ગીતગોવિંદ કાવ્યનું પદ્યાત્મક ભાષાંતર કર્યું છે. એમાં એમની કવિતા માલમ પડે છે. એમની ભાષા સં-

સૂતમમ છે પણ શબ્દ રચના મધુર છે. ગીતગોવિંદ સંસ્કૃતમાં એક ઉત્તમ ગીત કાવ્ય છે તેનું ગુજરાતીમાં ઘણું સરસ અનુકરણ કર્યું છે. એમની બીજી કવિતા હશે પણ પ્રસિદ્ધ થઇ નથી. એટલે આપણે જાણતા નથી કે તે કેવા પ્રકારની છે.

**પારસી કવિઓ.**

ઉત્તમ ગુજરાતી કવિતા વીશે વિવેચન કરતાં પારસી–ગુજરાતી લખનાર પારસી કવિઓ, જેણે પોતાની મિશ્ર ભાષામાં કવિતા કરી છે તેમને વીશે વિવેચન કરવાની જરૂર નથી. કેમકે એ ભાષા શુદ્ધ ગુજરાતી કહી શકાય નહિં, ને એ કવિતા પણ ઉંચી પ્રતિમાં મુકી શકાય નહિં. એમ છતાં ન્યાયની ખાતર બે પારસી કવિઓ મી. મલબારી તથા અરદેશર ખબરદાર એમણે જે કાવ્યો પ્રસિદ્ધ કર્યાં છે તે શુદ્ધ ગુજરાતીમાં છે, વિચારો તથા ભાષા પણ સારી છે એમ કબુલ કર્યા વિના ચાલશે નહિં. એમાંની કેટલી કવિતા ખરા અંતરના ઉભરાની છે તથા કૃત્રિમ નથી. પારસી થઇને આવી શુદ્ધ ગુજરાતીમાં કવિતા કરી છે તેથી બન્નેને અભિનન્દન કરવું ઘટે છે. મી. મલબારી વર્તમાન પત્રકાર તરીકે પ્રસિદ્ધ છે. મી. અરદેશર એક તરૂણ દમણના વત્ની છે. મી. મલબારીનાં કાવ્યો સંસારિકા તથા અનુભવિકા છે, તથા મી. અરદેશરના કાવ્યનું નામ કાવ્ય રસિકા છે.

**ઇંદિરાનંદ.**

હાલના હયાત કવિઓમાં રા. રા. ઇંદિરાનંદ પંડિત પણ છે. એ જાતે વડનગરા નાગર બ્રાહ્મણ સુરતના વત્ની છે પણ હાલ કસ્ટમ ખાતામાં નોકરીને સબબે મુંબાઇમાં રહે છે. જો કે એમણે પોતાની કવિતા છપાવી નથી તો પણ મેં એમની કેટલી કવિતા એમને મ્હોંડેથી સાંભળી છે તે પરથી કહી શકું છું કે એમની કવિતા ઉત્તમ પ્રતિની છે. એ કવિતા છાપવામાં આવે તો એમનું નામ કવિ તરીકે, જે હાલ એમના મિત્રોમાં જ જાણીતું છે, તે ગુજરાતી પ્રજામાં પ્રસિદ્ધિમાં આવશે.

હાલના ઉગતા મુખ્ય કવિઓ રા. રા. મણિશંકર રત્નજી ભટ, બળવંતરાય કલ્યાણરાય ઠાકોર તથા નાનાલાલ દલપતરામ કવિ છે. એમની કવિતાની ઢબ કંઈ નવીન છે.

દલપત દુલભ નામનો સુરતનો વત્ની કવિ થઇ ગયો છે. એના બા-

ગીતા ગ્રંથો ભાષાભૂષણ તથા સકલશાસ્ત્રનિરૂપણ છે. પેહેલો અલંકાર શાસ્ત્રનો ગ્રંથ છે. એ ગ્રંથો સંસ્કૃત પરથી થયલા છે.

રા. રા. રણછોડભાઈ ઉદયરામે તથા છોટાલાલ સેવકરામે કેટલી કવિતા કરેલી છે. રણછોડભાઇએ કેટલાં નાટકો પણ લખ્યાં છે.

હાલમાં બીજા પરચુરણ કવિઓ ઘણા હશે. પણ તેમની કવિતા ઉત્તમ પ્રકારની નહિં તથા પ્રસિદ્ધિમાં આવી નથી એટલે અહીંઆ વિવેચન કર્યું નથી.

ઉપર પ્રમાણે ગુજરાતી કવિતાની સ્થિતિ તથા પદ્ધતિ છે. મેં ગુજરાતની કવિતાનું ચિત્ર આપવા ઉપર પ્રયત્ન કર્યો છે તે કેટલે

**સમાપ્તિ.**

અંશે ખરો છે તેનો નિર્ણય કરવો ગુજરાતી વિદ્વાન મંડળને સોંપું છું. જુદા જુદા ઉત્તમ કવિઓની કવિતાની ઢબપર ટીકા કરી છે તે કેટલે ભાગે યથાર્થ છે તેનો પણ સાક્ષરો વિચાર કરશે. વ્યાખ્યાનની શરૂઆતમાં ઉત્તમ કવિઓની કવિતાના નમુના આપવા કહ્યું હતું તે પ્રમાણે થોડા નમુના આપ્યા છે. વધારે નહિં આપવાનું કારણ એટલુંજ કે વખતનું રોકાણ ઘણું થાય. ઉત્તમ કવિતાની ચુંટણી બરાબર નહિં થઇ હોય તો દોષ મારો સમજવો. સુપ્રસિદ્ધ ગુજરાતના કવિઓની કવિતાના ઘણા ઉત્તમ નમુના મળી આવશે, કે જેનો એક મ્હોટો ગ્રંથ થાય.

એકંદર રીતે જોતાં ગુજરાતના કવિઓએ દેશ તથા કાળને અનુસરી કવિતા કરેલી છે. અરાડમી સદી તથા ઓગણીસમીના પેહેલા ભાગના કવિઓની કવિતા ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય તથા ભક્તિમય શૃંગાર વીશે છે. સંસ્કૃત મહાકાવ્યો રામાયણ તથા મહાભારત, તથા પુરાણોમાંથી પ્રસંગો લઇને ઘણે ભાગે કવિતા લખાયલી છે. ફક્ત સામળેજ કલ્પિત વાર્તાઓ કાવ્યમાં મુકી છે. નરસિં મેહેતા, મીરાંબાઇ, દયારામ તથા બીજા પરચુરણ કવિઓએ કૃષ્ણ ભક્તિની, કૃષ્ણ તથા ગોપીઓના શૃંગાર તથા પ્રેમની કવિતા કીધી છે. ધીરા, નીરાંત તથા ભોજા ભકતોએ જ્ઞાન તથા વૈરાગ્યની કવિતા કીધી છે. અંગ્રેજી ઉત્તમ કવિઓની ઢબની કવિતા કરવાનું પ્રથમ માન નર્મદાશંકરને છે. ત્યાર પછી રા. રા. ગોવર્ધનરામ, નરસિંહરાવ વગેરેએ આ ઢબની કવિતાને ખીલવી છે.

આ પ્રમાણે ગુજરાતની કવિતાની સ્થિતિ છે. અગરજો ગુજરાતના કવિઓની કવિતા દુનિઆના સુપ્રસિદ્ધ મહાન કવિઓની કવિતા જોડે બરાબર સરખામણી કરાય એવી નહિં હોય તો પણ ગુજરાતના કવિઓ ગુજરાત

તથા કાઠીઆવાડમાં પ્રસિદ્ધિ પામ્યા છે ને ગુજરાતના શાંત, ધાર્મિક, વ્યવહારકુશળ લોકો પોતાના કવિઓની કવિતા આનંદથી વાંચેછે ને સુખ દુખના પ્રસંગે ગુજરાતી કવિતાના કાવ્યભંડારમાંથી અનુકુળ પડતાં રત્નો વાંચીને પોતાના સુખના વખત ભોગવે છે તથા દુઃખના વખત કાઢેછે. **Mark Twain** કહે છે તે પ્રમાણે "Let us not be too particular. It is better to have old second-hand diamonds than none at all." ગોવર્ધનરામના શબ્દોમાં કહીએ તો—

" મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટાંમાં, તો ન્હાનાં પણ મ્હોટાં !

વ્યોમદીપ રવિ નભબિન્દુ, તો ધરદીવડાં નહીં ખોટાં !

---

[illegible]

વાર્ષિક લવાજમ સવા રૂપીયો

# સુન્દરીસુબોધ.

( ડેમી ત્રણ ફોર્મ—મ્હોટાં ચોવીસ પાનાનું )

ગુજરાત—કાઠીયાવાડમાં સ્ત્રીઓને માટે પ્રકટ થતું

એક જ માસિક

પ્રકાશકઃ— **બન્ધુસમાજ.** અમદાવાદ

**સ્ત્રીઓની સાંસારિક, માનસિક, નૈતિક, ધાર્મિક, અને શારીરિક ઉન્નતિ કરવી એ આ પત્રનો મહાન હેતુ છે.**

દર વર્ષે ગ્રાહકોને એક સુન્દર ભેટ અપાય છે.

**પ્રથમ વર્ષની ભેટ.**

**યોગિની**—કિં.રૂ.૦ ૧૨-૦; સુન્દરીસુબોધના નવા થનાર ગ્રાહકને રૂ. ૦ ૬ ૦ ટ. ખ. જુદું.

**બીજા વર્ષની ભેટ.**

**ગીતમાળા**—કિં. રૂ. ૦-૬-૦ સુ૦ સુ૦ના નવા થનાર ગ્રાહકોને રૂ. ૦-૪-૦. ટ૦ ખ૦ જુદું.

**ત્રીજા વર્ષની ભેટ.**

**કાંચેજલા**—કિં. રૂ ૦-૬-૦ સુ૦ સુ૦ના નવા થનાર ગ્રાહકોને રૂ. ૦-૪-૦. ટ૦ ખ૦ જુદું.

સર્વે નાણાં મોકલવાનું ઠેકાણું—વ્યવસ્થાપક, સુન્દરીસુબોધ

અમદાવાદ.